**બાળમાનસનાં અભ્યાસી અને બાલ-જીવનના વિકાસ માટે અહર્નિશ પ્રવૃત્ત રહેતાં જાણીતાં સ્ત્રી લેખિકા અને સમાજ સેવિકા**

અ. સૌ. જયાવતી પ્રાણુલાલ

## 'મામાનું ઘર કેટલે?' ને આવકારે છે

'મામાનું ઘર કેટલે?' હું વાંચી ગઇ. ગામડાઓમાં રમાતી રમત ગમત અને રહેણી કરણીનો ઉલ્લેખ સુંદર રીતે આપ્યો છે. અનુભવેલી અને રમાયેલી અનેક રમતો તેમાં નજરે પડે છે. શહેરોમાં જો આવી રમતોનો ફેલાવો થાય અથવા તેમાંનાં ગીતો અને ઉખાણાંઓ કંઠસ્થ થાય તો બાલબુદ્ધિનો ઘણો વિકાસ થાય એવું છે. આમાંથી બાળકોને ગમ્મત સાથે શબ્દ-રચના અને વાક્ય ચતુરી સાથે યાદશક્તિ અને નિર્દોષ આનંદ મેળવવાની યોગ્યતા જરૂર કેળવાય એમ છે. આવાં પુસ્તકોની આપણા સમાજને ખાસ જરૂર છે. બાળમાનસના ઉત્તેજનાર્થે આ નાની પુસ્તિકા પ્રસંશનીય બને એવી છે. તમને આ પુસ્તક બહાર પાડવા માટે અભિનંદન આપું છું અને બાળકો માટે આવાં ઘણાં પુસ્તકો તમારા હસ્તક નીકળે એમ ઇચ્છું છું.

દાદીમા યા વહુરાણી, દીકરી યા દીકરો એમ ઘરનાં નાના મોટા દરેકને મોસાળની મોજ કરાવી બચપણની યાદ આપતું મીઠું મધ ઝરતું અમૂલ્ય પ્રકાશન

# મામાનું ઘર કેટલે?



૯ વિભાગમાં ૬૫ ચિત્રો, વ્રતો, ઘરસંસારી-ગીતો, લગ્ન ગીતો, ઉખાણા, હાલરડાં, નવરાત્ર ગીતો વિ. વિ.



સંગ્રાહક

સ્વ. ભવાનીશંકર નરસિંહરામ કવિ



સંસ્કર્તા

હંસાબહેન રામશંકર જોષી

પ્રકાશક

એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ પબ્લિશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.

અર્પણ

**મોસાળની મેના**

ચિ. તરલીકા

ચિ. સુધા ને

વ્હાલપૂર્વક.

# નોંધ

ગુજરાત-કાઠિયાવાડનાં જૂનાં લોકગીતો, લગ્નગીતો, બાળ-ગીતો, રમતો, ઉખાણાંઓના સંબંધમાં છેલ્લા કેટલાક વર્ષોથી ઘણું સંશોધન થયું છે અને ભૂલાવા લાગેલા એ જૂના કંઠસ્થ લોકસાહિત્યને પુનરજીવન આપવામાં આવ્યું છે. આવા પ્રયાસોમાં વરસો પહેલાં સ્વ કવિ ભવાનીશંકર નરસિંહરામે જે પ્રયાસ કર્યો છે અને જેને આધારે તે પછીના સંશોધકોએ પોતાના ગ્રંથો રચ્યા છે તેની ક્યાંય નોંધ હજી સુધી લેવાઇ નથી યા ઋણ સ્વીકાર પણ થયો નથી.

આ લઘુ પુસ્તકમાં જે લોકગીતો, ઘરસંસારી ગીતો, બાળ ગીતો, લગ્નગીતો, રમતો, હાલરડાં વ્રતો, ઉખાણાંઓ, ઇત્યાદિ રજુ થાય છે, તે સાવ નવીન સંશોધન પામેલાં છે, એવો દાવો કોઇ કરી શકે તેમ નથી. એમાંનું ઘણું ખરું સાહિત્ય એક યા અન્ય રીતે આપણા પ્રખર લોકસાહિત્ય પંડિતોએ અવાર નવાર ગુજરાત સમક્ષ ભેટ ધર્યું છે, આવા સાહિત્યના

આવડા બહોળા પ્રચાર પછી આ લઘુગ્રંથ બહાર પાડવાના વ્યાજબી પણા વિષે પણ ઘણાને કંઈક કહેવા પણું કદાચ રહેતું હશેજ. અને એનો ઉત્તર એટલોજ આપી શકાય કે, આ લઘુગ્રંથ કાંઈ લોકસાહિત્યનાં ઉન્નત પામેલાં અંગોની–એનાં સંશોધનોની તલસ્પર્શી ચર્ચા કરતો ગ્રંથ નથી. આમાં તો આપણાં બાળકોને અને આપણા મહિલા સમાજને પોતાના જીવનમાં વારંવાર કામ આવતાં અને જૂના વખતથી કંઠસ્થ એવાં પ્રચલિત ગીતો, રમતો, ઉખાણાં, હાલરડાં, વ્રતો એકત્ર સ્વરૂપમાં, એક સાથે આપવામાં આવ્યાં છે, એ આશાએથી કે, એ માટે તેમને જૂદાંજૂદાં નાનાં મોટાં પુસ્તકોની શોધમાં જવું ન પડે, અને આ જાતનું સાહિત્ય સાદામાં સાદી રીતે તેમના હાથમાં જઈ પડે અને ભૂલાતાં જતાં એ સાહિત્યને કંઈક અંશે પણ સાચવણી મળે.

આ લઘુ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો બીજો કોઈ વિશિષ્ટ હેતુ હોય, તો તે એટલો જ કે, આ પુસ્તકનું પહેલ વહેલું પ્રકાશન સને૧૯૧૨ માં થયું હતું. એ વખતે લોકગીતો–વાર્તાઓ–કથાઓ, બાળગીતો, લગ્નગીતો, વ્રતગીતો વગેરેનાં સંશોધનનો લગભગ પ્રારંભકાળ જ હતો, એમ કહી શકાય. એ વખતે લીંબડીવાળા કવિ શ્રી ભવાનીશંકર નરસિંહરામે શ્રમ લઈને બને એટલું આ સર્વ કંઠસ્થ ગીતો વગેરે સંગ્રહ્યું હતું. અને લઘુ ગ્રંથાકારે બહાર પાડયું હતું. એવું પણ બન્યું છે કે, ત્યારપછીના કેટલાક સંશોધકોએ આ લઘુગ્રંથનો આશ્રય પણ લીધો છે. પણ અત્યારે એ સમગ્ર ચર્ચામાં ઉતરવું નકામું છે. ત્યારપછી આવા પ્રયાસોને પરિણામે આપણું લોકસાહિત્ય અને લોકગીતો વિસ્મૃત થતાં અટકી પડયાં છે. હવે લોકો એમાં ઉમંગથી રસ લે છે, ગાય છે, સાંભળે છે, યાદ રાખે છે. અને હોંશપૂર્વક વાંચે છે, એ જેવી તેવી આનંદની વાત નથી.

આ પુસ્તકનું મૂળ અગાઉ સને ૧૯૧૨ માં પ્રસિદ્ધ થયેલ "ગુજરાતનાં જૂનાં ગીતો" નામનો લઘુગ્રંથ છે. એ વખતે શ્રીમંત ગાયકવાડ સરકારની "આજ્ઞા પત્રિકા" માં વડોદરાના કેળવણી ખાતાના અધિકારીએ બહાર પાડેલી જાહેરાત ઉપરથી લીંબડીવાળા કવિ શ્રી ભવાનીશંકરભાઇએ ગુજરાતનાં જૂના ગીતોનો સંગ્રહ કરવાનું માથે લીધું હતું. એમણે જે સંગ્રહ કર્યો હતો, તે આ પુસ્તકમાં કાયમ રાખવામાં આવ્યો છે. એનું વિભાગીકરણ, શુદ્ધિ, ક્રમબદ્ધતા, રમતો વગેરેની સાદી સમજણ, ઇત્યાદિ ફેરફાર કરવામાં આવ્યો છે, એ કાળે ગીતો સંગ્રહિત કરવાની જે મુશ્કેલી હતી, એ મુશ્કેલી અવગણીને આ ગીતો વગેરે સાહિત્ય સંગ્રહ કરવાની કવિ શ્રી ભવાનીશંકરભાઇએ જે અથાગ મહેનત લીધી હતી, તે ખરેખર ખૂબજ પ્રસંશનીય છે.

ઘણા જૂના સમયથી આપણા દેશમાં આવાં ઘરસંસારી ગીતો, જોડકણાં, હાલરડાં, લગ્નગીતો, ઉખાણાં, વગેરે ગાવાનો ચાલ સ્ત્રીવર્ગમાં છે અને એ રીતે એ સર્વ અદ્યાપિપર્યંત સચવાઇ રહ્યું છે. લગ્ન પ્રસંગ, વારતહેવાર, પર્વ, ઉત્સવ વખતે જૂનાં ચાલ્યાં આવતાં વિધવિધ ગીતો ગવાય છે. ઘોડિયામાં નાનાં બાળકોને હિંચકા નાખતી માતાઓ કે બહેનો પોતાનાં મધુર સ્વરે જે મીઠાં હાલરડાં ગાય છે, એ સાંભળીને ગમે તેવું રડતું બાળક પણ ઊંઘ અનુભવવા લાગે છે. આ હાલરડાંઓ ગૂજરાતભરમાં સારી પેઠે પરિચિત છે અને લગભગ તમામ માતાઓને—હાલની કહેવાતી સુધરેલી માતાઓ બાદ કરતાં—આ હાલરડાં આવડે છે. સ્ત્રીઓમાં વ્રતો—ઉત્સવો ઉજવવાનો રિવાજ પણ જૂના વખતથી પ્રચલિત છે. શેરીઓ, મોહોલ્લા કે ચોકોમાં આવા પ્રસંગોએ સ્ત્રીજૂથો જામે છે અને પોતાના કોમળ—હલકભર્યા સ્વરે ગીતો ગાય છે, ગરબા ગાય છે

અને એમ વિધવિધ રીતે આનંદ મેળવે છે. ગરબા ગાવાની રીતો ઘણી છે, અનેક ભાવથી તે ગવાય છે. ઉભાં ઉભાં, તાળીઓ પાડીને, ફરતાં ફરતાં પરસ્પર તાળિયો પાડતાં, હિંચ લેતા આ ગરબા ગવરાવવામાં આવે છે.

લગ્ન પ્રસંગનાં ગીતો પણ એટલાંજ મધુર અને અર્થસૂચક હોય છે. એ ગીતોમાં ગૃહસંસારમાં પ્રભુતામાં પગલાં માંડનારા દંપતિને અવનવી રીતે સૂચક બોધ રહેલો હોય છે. સગાંસંબંધીઓ સાથેના વર્તાવની સૂચવણીઓ રહેલી હોય છે, અને સંસારના અટપટા પ્રશ્નો અને તેમના નિકાલ પણ એમાં રહેલા હોય છે. ગીતો પ્રમાણે આપણાં ઘરોમાં ઉખાણા પણ બહુ પ્રિય થઇ પડેલાં હોય છે. દ્વિપદી ત્રિપદી ચતુષ્પદી ઉખાણાંઓ નાખવામાં આવે છે. એમનો ઉદ્દેશ છોકરા–છોકરીઓમાં તેમજ મોટી ઉંમરની સ્ત્રીઓમાં અવનવી બાબતોનાં વિધવિધ સ્વરૂપો યુકિત પુરઃ સર સમજાવવાનો, અલંકારોના રૂપમાં બોલતા શિખવવાનો, અને છોકરાઓનો શબ્દ ભંડોળ વધારવાનો રહેલો હોય છે. બાળકોની બુદ્ધિ વધે, સાંકેતિક ભાષા સમજતાં શિખે, ચપળ વાકપટુતા મેળવે અને પ્રશ્નોત્તરી આવડે એવો એમનો હેતુ હોય છે.

આપણાં સ્ત્રીસમાજમાં હાલમાં જે ગીતો પ્રચલિત છે. એ કોણે રચેલાં હશે? એની કોઇ માહિતી મળતી નથી. કોઇ પુરૂષ કવિઓએ રચ્યાં હોય, એવી શંકા ઘણીક વાર ઘણાને આવે છે ખરી, પરન્તુ એ પ્રશ્ન જરા વિવાદસ્પદ લાગે છે. પુરૂષો જ જો આ ગીતોના રચનારાઓ હોય, તો આવા સ્ત્રી સુલભ ભાવો એમાં તલસ્પર્શી રીતે આવી શકયા છે, તે ન આવત એવી માન્યતાને વારંવાર પુષ્ટી મળે છે. કદાચ એમ પણ બન્યું હોય કે, લગ્નાદિ પ્રસંગોમાં

સ્ત્રીઓને વારંવાર ગીતોની જરૂર પડતી હોવાને કારણે સ્વાભાવિક રીતે આપમેળે જ કેટલાં યે ગીતો પ્રસંગાનુલક્ષી જોડાઈ ગયાં હશે કે જોડાઈ જતાં હશે. સ્ત્રીઓને રોજ-બરોજની કામે લાગતી વસ્તુ અને વર્તન પર જ મુખ્યત્વે આ ગીતો રચાયાં છે, એ પરથી પણ આવું અનુમાન થાય છે. આ પુસ્તકમાં શક્ય એટલાં સ્ત્રીગીતો એમનાં મૂળ સ્વરૂપે રજુ કરવામાં આવ્યાં છે. બાળગીતો, બાળરમતો, વ્રતો, ઉખાણાં, પ્રશ્નોત્તરીઓ પણ એમના પ્રચલિત મૂળ સ્વરૂપમાં મુકવામાં આવ્યાં છે, એ જોતાં આ પુસ્તક આપણા સ્ત્રીસમાજને, અને બાળકોને ખાસ ગમશે, એમાં શંકા નથી.

છેવટે, આ ગીતોના મૂળ સંગ્રાહક સ્વ. કવિ શ્રી ભવાનીશંકર નરસિંહરામ જેમણે ગુજરાતના આ ગીત ધનને બચાવવા જે પરિશ્રમ લીધો છે અને તેને દટાઈ જતું બચાવ્યું છે ને ગુજરાતની જે પ્રકારે સેવા કરી છે તેની નોંધ લઈ આ લઘુ પુસ્તકને ગુજરાત સત્કારે એમ ઇચ્છીએ.



# અનુક્રમ

## વિભાગ ૨ જો
## કન્યાઓનાં વ્રતો



## વિભાગ ૩ જો
## ઘરસંસારી ગીતો



## વિભાગ ૪ થો
## લગ્નનાં ગીતો



## વિભાગ ૫ મો
## હાલરડાં

## વિભાગ ૬ ઠ્ઠો
## નવરાત્રીમાં ગાવાનાં ગીતો.



## વિભાગ ૭ મો
## પ્રશ્નોત્તરી, વરત, ઉખાણાં



## વિભાગ ૮ મો
## વ્યવહારિક ગીતો



## વિભાગ ૯ મો
## દિવાળીનાં ગીતો





૨૫૭૩૮

: : ૧ : :

# “મામાનું ઘર કેટલે!”

[નાનાં બાળકોને મોસાળ પક્ષમાં—મામાનું ઘર બહુ વહાલું હોય છે. કારણ કે ત્યાં તો ‘ભાણાભાઇ’ કે ‘ભાણી બેન’ તરીકે એના તરફ સૌ કોઇનું વહાલ ઉભરાતું હોય છે ને? અને બરફી, પેંડા ને મેવા મિઠાઇ ખાવાનાં મળે છે ને? આથી મામાને ઘેર જવા બાળકને વારમવાર હોંશ જાગ્યા કરે છે. નાની નાની છોકરીઓ શેરીમાં, મહોલ્લા કે ઘરના ફળીયામાં ભેગી થાય છે, અને મામાને ઘેર જવાના ગીત વાળી રમતો હાવભાવ સાથે રમે છે. એક છોકરીની આંખ આડા હાથ દાબી બીજી છોકરી તેને મામાના ઘર ભણી દોડતી હોય તેમ ખેંચે છે, અને આ ગીત ગાતી જાય છે.]



મામાનું ઘર કેટલે?
દીવો બળે એટલે!
દીવો મેં તો દીઠો,
મામો લાગે મીઠો.
મામે મારી સામે જોયું,
મારા પર મન મોહ્યું.
મામી બેઠી માળે,
ભાણેજડાંને ભાળે.
ભાવે મામી ભેટી,
દહીંથરાં-ઘી દેતી.
દહીંથરાં-ઘી ભાવે નહીં, ને
મામો મિઠાઇ લાવે નહીં.
મામી મારી ભોળી,
મિઠાઇ આપે મોળી.
મોળી મિઠાઇ ભાવે નહીં, ને
રમકડાં કોઇ લાવે નહીં.
મોળી પ્રીત મામીની,
ને, મીઠી પ્રીત મામાની.
મામો લાગે મીઠો,
દીવો મેં તો દીઠો.

☆

: : ૨ : :

## "મામાને ઘેર જઈએ"

[ આ નીચે આપેલું ગીત ગાવાની શરૂઆત કરીને એક છોકરી બીજી છોકરીનો હાથ ઝાલી, મામાના ઘર ભણી જવાનો આગ્રહ કરતી ખેંચતી હોય એવો દેખાવ કરે છે અને ગીતમાં બતાવેલા હાવભાવ કરે છે. ]

મામાને ઘેર જઈએ,
ચાલ ! ચાલ !!
મામાને ઘેર જઈએ.

બરફી પેંડા ખઈએ,
ચાલ ! ચાલ !!
મામાને ઘેર જઈએ.

ચાલો મામા ! ચૌટે જઈએ,
ખંતે ખાઉ ખાઉ ખઈએ,
ચાલ ! ચાલ !!
મામાને ઘેર જઈએ.

મામા આવે મારવા, તો
ચાલો ! નાસી જઈએ,
ચાલ ! ચાલ !!
મામાને ઘેર જઈએ.

☆

: : ૩ : :

# હોલો રાણો

[ગામડાંઓમાં ભર બપોરે તમોએ ઓરડાંઓ પર "ઘૂ...ઘૂ... ઘૂ..." બોલતો હોલો જોયો હશે જ. નાનાં બાળકોની રમતમાં પણ આ હોલા રાણાએ સ્થાન જમાવી લીધું છે. છોકરીઓ રમવા ભેગી થાય છે, એક છોકરી બેસે છે અને તેની પીઠ પર બીજી છોકરી હોલો રાણો બનીને અચાનક ચડી બેસે છે. પછી ગીતમાં લખ્યા મુજબ પરસ્પર સંવાદ કરે છે.]



પહેલી છોકરી :
"મારા માથા પર
કોણ ચડ્યું?"

બીજી છોકરી :
"હોલો રાણો !!"

પહેલી છોકરી :
"ઉતર હોલા હું ચડું."

બીજી છોકરી :
"નહીં ઉતરૂં."

પહેલી છોકરી :
"નીરે નવરાવું"

બીજી છોકરી :
"નહીં ઉતરૂં !"

પહેલી છોકરી :
"ખીર ખવરાવું."

બીજી છોકરી :
"નહીં ઉતરૂં !!"

: : ૪ : :

# "આવ રે નાર!"

[ છોકરીઓ ઉભી ઉભી કૂદે છે અને એક બીજાને તાળીઓ આપતી નીચે મુજબ લહેંકા કરતી, અભિનય સાથે ગીત ગાય છે. એક છોકરી રીસાય છે અને બીજી છોકરી તેને "નાર" કહી એક રીતે સમજાવવા પ્રયાસ કરે છે, પણ પેલી રીસાળવી છોકરી એમ માને એવી ક્યાં હતી! ]



"આવ રે નાર!" "નહીં આવું!"
"તારી કોઠીએ જાર!" "નહીં આવું!"
"તારી ભેંસ વિંયાણી." "નહીં આવું!"
"તારી પાડી રણકે." "નહીં આવું!"
"તારી ભેંસ ભડકે." "નહીં આવું!"
"તારી પાડી કૂદે." "નહીં આવું!"
"આવ રે નાર!" "નહીં આવું."

☆

: : ૫ : :

# "ટચાક ટીલડી, મોઈનાં પાન"

[ છોકરીઓને આ બાળ રમત ઘણી ગમે છે. બે હાથ ભેળા કરી તેના બે અંગુઠા એક તરફ અને બીજી તરફ આંગળીઓનો ભાગ રહે, એમ હાથ પહોળા કરી, દાઢીએ તથા માથે તેમને લગાડતાં લગાડતાં આ ગીત છોકરીઓ બોલે છે.]




ટચાક ટીલડી, મોઈનાં પાન, વીરે આપ્યાં વીરમગામ.
વીરમગામના એવા લોક, પાણી પીવા ન આપે બોખ.
બોખમાં તો બાંડો સાપ, વડેરી ભોજાઈનો....બાપ.
કરડી ઘોડી કાકાની, મરડી ઘોડી મામાની.
ફૂલ વછેરી બાપની, ને હું મારા ભાઈની.

: : ૬ : :

## "અડકણ દડકણ દહીંનાં ટાંકાં"

[ બે હાથ ભેળા કરી તેના બે અંગુઠા વાળી મુઠી એક તરફ ગોઠણને ટેકવીને એક છોકરી બેસે છે અને તેના હાથ પર બીજી છોકરી આ ગીત ગાતી ગાતી આંગળાં ફેરવતી જાય છે. ]

અડકણ દડકણ દહીંનાં ટાંકાં.
દહીં દફૂકે,
પીલ્લુ પાકે,
શ્રાવણ મહિને વેલો ચાલે.
ઉડ મૂડ
ધંતુરાનાં ફૂલ
સાકર શેરડી ખાઇ જા ખજૂર.



: : ૭ : :

# "ગટર પટર બાવા! ભરરરર"

[ છોકરીઓ ભોંય પર હાથ મૂકે છે અને નીચેનું ગીત ગાતી છોકરી દરેક છોકરીના હાથ પર આંગળી મૂકતી જાય છે. છેલ્લી વારે બધી છોકરીઓ પોતાના હાથ ઉપાડી પંજા પહોળા કરી 'ભરરરરરર' એમ એક સાથે બોલી ઉઠે છે.]

વાલબાઇને ઘેર ભેંસ વિયાણી
તાવણીએ ઘી તાવ્યું.

એક બડવો ભૂખ્યો,
થાળી લઇને ઉઠ્યો.
બડવે નાખી ચીસ,
ભાઇ આવ્યા પચીસ.

ચકલી ચોખા ખાંડે છે,
પિતાંબર પગલાં પાડે છે.

ટચાક ટૂચકો,
ભાઇએ માર્યો ભૂશકો.
ગટર પટર બાવા! ભરરરરર!



: : ૮ : :

# "વ્હોરો આવ્યો !"

[છોકરીઓ ઘણી વાર ટીખલ કરતી રમતો પણ રમે છે. આ રમત વખતે એક છોકરી જુદી જુદી પરચુરણ ચીજો વેચતો વ્હોરો બને છે અને અસલ વ્હોરાના જેવો અભિનય કરીને ગીત ગાતી બીજી છોકરીઓને કહે છે.]

"છોડીઓ રે ! !"
"હો રે હો !"
"વ્હોરો આવ્યો !"
"શું શું લાવ્યો ?"
"પાન સોપારી, પાનનાં બીડાં,
એલચી ડોડો,
હંસલો ઘોડો."
"છોડીઓ રે ! !"
"હો રે હો !"
"વ્હોરો આવ્યો."



: : ૯ : :

# "કહાણી કહું રે કૈયા"

[ આ ગીત અને રમતમાં પણ છોકરા–છોકરીઓ ભારે રસ લે છે. ઠોઠ નિશાળીઆની આમાં મશ્કરી થયેલી છે. છોકરાંઓ ભેળાં થાય છે ત્યારે આ 'કહાણી' એક છોકરી કહી જાય છે. ]



કહાણી કહું રે કૈયા;
સાંભળ મારા ભૈયા.

ભૈયે માંડયું હાટ;
ત્યાંથી નીકળ્યો ભાટ.

ભાટ ખોદાવે કૂઇ;
ત્યાંથી નીકળ્યો સૂઇ.

સૂઇ સંચારે દોરો;
ત્યાંથી નીકળ્યો વ્હોરો.

વ્હોરો ખાય દાળિયા;
કાઢે એટલા કાળિયા.

કાળિયા મેં વાડે નાખ્યા;
વાડે મને વેલો આપ્યો.

વેલો મેં ગાયને નાખ્યો;
ગાયે મને દૂધ આપ્યું.

દૂધ મેં તો મોરને પાયું;
મોરે મને પીંછી આપી.

પીંછી મેં પાદશા’ને આપી;
પાદશાહે મને ઘોડો આપ્યો.

ઘોડો મેં બાવળે બાંધ્યો;
બાવળે મને શૂળ આપી.

શૂળ મેં તો ટીંબે ખોશી;
ટીંબે મને માટી આપી.

માટી મેં કુંભારને આપી;
કુંભારે મને ઘડુલો આપ્યો.

ઘડુલો મેં માળીને દીધો;
માળીએ મને ફૂલ આપ્યાં.

ફૂલ મેં મહાદેવને ચડાવ્યાં;
મહાદેવે મને લાડવો આપ્યો.

મારા ભાગનો મેં ખાધો;
ઠાઠના ભાગનો કાળિયો
કૂતરો ખાઇ ગયો !!!

☆

: : ૧૦ : :

# "પો પો પોપૈયો"

[ગામડાંની જૂની–ધૂડી નિશાળમાં છોકરાંને ભણવા જવું પડે છે અને એનો મહેતાજી (અહીં પંડ્યો) ભારે તીખો અને મારકણો હોય છે, એથી છોકરો ભણવા જતાં ગભરાય છે. છેવટે એની મા એને સમજાવી પટાવીને મોટી બ્હેન જોડે ભણવા મોકલે છે અને ભણીને ઘેર આવે છે, ત્યારે તે રાજી રાજી થઇ જાય છે. આ ભાવ વ્યક્ત કરતું આ બાલગીત છે.]




પો પો પોપૈયો, થાળી ભરી રૂપૈયો.
થાળીમાં તો માગ નહીં, ભાઇ ભણવા જાય નહીં.
પંડ્યો મારે સોટી, વિદ્યા આવે રોતી,
સોટી વાગે ચમ ચમ, વિદ્યા આવે રમ ઝમ.
ભાઇ આવે નિશાળે જઇ, માતા મનમાં રાજી થઇ.



: : ૧૧ : :

# મારો છે મોર! મારો છે મોર!!

[છોકરીઓ સામ સામી ઉભી રહે છે અને પોતાના હાથ માથા પરથી વાળીને શરીર ડોલાવતી ડોલાવતી "મારો છે મોર!" જેવો ભાવ દેખાડતી ગાય છે.]



**પહેલી છોકરી :**

મારો છે મોર! મારો છે મોર!
મોતી ચરંતો, મારો છે મોર!!

**બીજી છોકરી :**

મારી છે ઢેલ! મારી છે ઢેલ!
મોતી ચરંતી, મારી છે ઢેલ!!

પહેલી છોકરી :

મારો છે મોર! મારો છે મોર!
માળામાં બેસનારો, મારો છે મોર!!

બીજી છોકરી :

મારી છે ઢેલ! મારી છે ઢેલ!
ડાળીએ બેસનારી, મારી છે ઢેલ!!

પહેલી છોકરી :

મારો છે મોર! મારો છે મોર!
રાજાનો માનીતો, મારો છે મોર!!

બીજી છોકરી :

મારી છે ઢેલ! મારી છે ઢેલ!!
રાણીની માનીતી, મારી છે ઢેલ!!

પહેલી છોકરી :

બોલે છે મોર! બોલે છે મોર!
સોનાને ટોડલે, બોલે છે મોર!!

બીજી છોકરી :

બોલે છે ઢેલ, બોલે છે ઢેલ!
રૂપાને પારણે, બોલે છે ઢેલ!!



: : ૧૨ : :

# હુંઓ! હુંઓ! વીંછીડો!!

[ હવે મોટી છોકરીઓનાં રમતિયાળ ગીતો શરૂ થાય છે. આ ગીતોમાં રમત જેવું કંઇ હોતું નથી, પણ અભિનય અને ગીતોને અનુકૂળ હાવભાવ મુખ્ય હોય છે. મોટી છોકરીઓ ભેગી થાય છે, ત્યારે ઘણાં મજાકભર્યાં ગીતો ગાય છે, એમાંનું આ એક ગીત છે. એક છોકરી જાણે પોતાને વીંછી કરડ્યો હોય તેમ શરીર ડોલાવતી જાય છે, વીંછીના ડંખને લીધે આખા શરીરમાં જે દાહ અને દુઃખ પ્રગટતું હોય, એવાં નખરાં તે કરે છે, ચાળા કરે છે, અને આ ગીત બોલતી જાય છે. એના જવાબમાં બીજી છોકરીઓ "હુંઓ હુંઓ વીંછીડો!" એ ચરણ બોલે છે.]




પહેલી છોકરી:

અરરર! માડી રે! છાણાં તે વીણવા
ગઇ'તી, મા! વીંછીડો! વીંછીડો!

બીજી છોકરીઓ :

હુંઓ, હુંઓ, વીંછીડો !!

પહેલી છોકરી :

અરરરર ! માડી રે ! વીંછીડે મને
ફટકાવી મા, વીંછીડો ! વીંછીડો !!

બીજી છોકરીઓ :

હુંઓ, હુંઓ વીંછીડો !!

પહેલી છોકરી :

અરરરર ! માડી રે ! કાળો ને
કાદવીઓ મા, વીંછીડો ! વીંછીડો !!

બીજી છોકરીઓ :

હુંઓ ! હુંઓ વીંછીડો !!

પહેલી છોકરી :

અરરરર ! માડી રે ! મારી આંખો પેઠી
ઊંડી મા, વીંછીડો ! વીંછીડો !!

બીજી છોકરીઓ :

હુંઓ, હુંઓ વીંછીડો !!

પહેલી છોકરી :

અરરરર ! માડી રે ! કોઇ જોષીડાને
તેડાવો મા, વીંછીડો ! વીંછીડો !!

બીજી છોકરીઓ :

હુંબો, હુંબો વીંછીડો ! !

પહેલી છોકરી :

અરરર ! માડી રે ! કોઇ ડોસીમાને
તેડાવો મા, વીંછીડો ! વીંછીડો ! !

બીજી છોકરીઓ :

અરરર ! મા વીંછીડો ! !

પહેલી છોકરી :

અરરર ! માડી રે !
વીંછીડો ! વીંછીડો ! !



## : : ૧૨ : :

# ભગરી ભેંસ

[આ ગીત ફરતાં ફરતાં ગાવાનું છે. આ ગીત ગવરાવનારી છોકરીઓ ઉભી ઉભી 'ભગરી ભેંસ' એટલું બોલે છે કે, તરત ઝીલનારી છોકરીઓ "હો રે હો" બોલીને કૂદે છે. ચારે ટૂંકો પૂરી થાય છે કે તરત પાછું ફુદડી ફરતાં ગાય છે.]



ગાયના ગોવાળ તારી ગુજરીની વારી,
આડાં છે કાઠીઓનાં ખેતર જી રે;
કાઠીઓએ લાકડીઓ ફેરવી જી રે.

ભગરી ભેંસ! હો રે હો!
દોહવા બેઠી, હો રે હો!

પાટુ મેલી, હો રે હો !
દોણું ફોડ્યું, હો રે હો !
આડાં છે વાણિયાનાં ખેતર જી રે
વાણિયાએ ખેતર ફેરવ્યાં જી રે
ભગરી ભેંસ ! હો રે હો ! !
શિંગડે ખાંડી, હો રે હો !
પૂંછડે બાંડી, હો રે હો !
દોહવા બેઠી, હો રે હો !
પાટુ મારી, હો રે હો !
દોણું ફોડ્યું, હો રે હો !
આડાં છે બ્રાહ્મણોનાં ખેતર જી રે
બ્રાહ્મણોએ ત્રાંબડીઓ ફેરવી જી રે
ભગરી ભેંસ, હો રે હો ! !
દોહવા બેઠી, હો રે હો !
પાટુ મારી, હો રે હો !
દોણું ફોડ્યું, હો રે હો !
ગાયના ગોવાળ તારી ગુજરોની વારી !

☆

: : ૧૩ : :

# પાપડ વણવા ગ્યાં'તાં ! !

[ આ પણ છોકરીઓનું ગીત છે. એમાં એક વહુ પાડોશીને ત્યાં પાપડ વણવા જાય છે, અને ત્યાંથી એક પાપડ ચોરે છે; સંતાડે છે ને શેકે છે. ભેંસ દોતી વખતે તે એ શેકેલો પાપડ છાનોમાનો ખાવા જાય છે, એ પાપડનો 'કરડ કરડ' અવાજ ડોસો-એનો સાસરો સાંભળે છે અને એથી ખીજાઈને ડાંગ મારી વહુની કેડ ભાંગી નાખે છે. ગ્રામ્ય વહુનું આ એક અપવાદરૂપ ચિત્ર છે. ]



પટેલને ત્યાં પાપડ વણવા ગ્યાં'તાં, મા !
ગ્યાં'તાં, મા !
એક પાપડ ચોર્યો મા ! ચોર્યો મા !
ઘંટી હેઠળ ઘાલ્યો મા ! ઘાલ્યો મા !
રોટલા ઘડતાં શેક્યો મા ! શેક્યો મા !
ભેંસ દોહતાં ખાધો મા ! ખાધો મા !
ડોસે કડકો સાંભળ્યો મા ! સાંભળ્યો મા !
ડોસે ડાંગ લીધી મા ! લીધી મા !
એક ડાંગ વાગી મા ! વાગી મા !
ભસ્કા કેડ ભાંગી છે કે, સાજી મા !



: : ૧૪ : :

# ભોળી યમુના

[હાથના આંકડા ભીડીને ગોળ કુંડાળામાં કન્યાઓ ઉભી રહે છે. પછી આંકડા ભીડેલ હાથેજ કસરત માફક આગળ-પાછળ હાથ ફેરવી એક પદ બોલે છે અને કડીને અનુકૂળ અભિનય કરે છે.]




સોનલા ઇંઢોણી રે, ભોળી યમુના !
રૂપલાનું બેડું રે, ભોળી યમુના !

વીસ બેડાં ભર્યાં રે, ભોળી યમુના!
એક બેડું ખાલી રે, ભોળી યમુના!
ત્યાં તો બાળ જાગ્યો રે, ભોળી યમુના!
"કેમ દોરી તાણો રે, ભોળી યમુના!
"આમ દોરી તાણુ રે, ભોળી યમુના!
પછી ખેતર હાલ્યા રે, ભોળી યમુના!
ત્યાં તો હરણાં આવ્યાં રે, ભોળી યમુના!
"કેમ હરણાં ઠેકે રે, ભોળી યમુના!
"આમ હરણાં ઠેકે રે, ભોળી યમુના!



:: ૧૫ ::

# અલાળિયો, ગલાળિયો !

[બે કન્યા બેસે છે અને બે કન્યા ઉભી રહે છે. ઉભી રહેલી કન્યાઓ નીચી નમીને તાળી દેતી જાય છે અને એક ગવરાવે છે ને બીજી ઝીલતી જાય છે ]




અલાળિયો, ગલાળિયો !

ગલ તો મારો વીર છે,

પાટણ મારૂં પીર છે.

ઘોઘે મારૂં ઘર છે,
નવાનગરની તાંત છે.

તાંતે મોતી થોડાં છે,
સસરાના ઘરમાં ઘોડા છે.

ઘોડા લઇ ગયા કાઠી,
નણુંદ આવે નાઠી.

મારી નણુંદને આવવા દો!
શેર સોનું લાવવા દો!

શેર સોનાની ટોટી,
મારી ભાભી મોટી.

ભાભી મોટી થાવા દો,
બેડે પાણી ભરવા દો.

બેડા ઉપર ઠીંકરી,
મારી ભાભીની દીકરી.

દીકરી દીકરી દીવાળી,
સોનેરી ઘાઘરી શિવાડી.

સોનું મૂક્યું ટોડે,
ગીત ગાઇશું કોડે.

☆

: : ૧૬ : :

# કળાયેલ મોરલો રે!

[છોકરીઓ આ ગીત ઉભાં ઉભાં તાળીના તાલ સાથે ગાય છે.]




મોર ! મોર ! ક્યાં થઇને જઇશ !
કળાયેલ મોરલો રે !
રતિલાલનું ઘર ઠેકી જઇશ,
કળાયેલ મોરલો રે !
ઘર પાછળ કાળુડો નાગ,
કળાયેલ મોરલો રે !
નાગ રોકી બેઠો છે માગ,
કળાયેલ મોરલો રે !

મારગ એ ઉડીને જઇશ,
કળાયેલ મોરલો રે !
ઘર પાછળ નદિયો ન્હવાણુ,
કળાયેલ મોરલો રે !
વચમાંથી ચાલે છે વહાણુ,
કળાયેલ મોરલો રે !
વહાણુ હું ઠેકીને જઇશ,
કળાયેલ મોરલો રે !
ઘર પાછળ કાંટાની વાડ,
કળાયેલ મોરલો રે !
ઝાઝાં છે ઝાડી ને ઝાડ,
કળાયેલ મોરલો રે !
ઝાડ એ મેડી ને મહેલ,
કળાયેલ મોરલો રે !
તેમાં મારી બેઠી છે ઢેલ,
કળાયેલ મોરલો રે !
ઢેલ મારી જોઇ રહી વાટ,
કળાયેલ મોરલો રે !
રહીશ ત્યાં દિવસ ને રાત,
કળાયેલ મોરલો રે !

☆

: : ૧૭ : :

# લીલાં લવિંગડાં

[ આ ગીત પણ છોકરીઓ તાળીના લહેકે તાલ સાથે ગાય છે. ]



મારી વાડીમાં લીલાં લવિંગડાં !
લીલાં લવિંગડાંનાં પાન છે લીલાં;
પાન છે લીલાં ને ફુલડાં છે પીળાં;
મારી વાડીમાં લીલાં લવિંગડાં.
માડી વીણવા જાઉં;
ખોળો ભરી ને લાવું;

ચપટી ભરી ને ચાવું.

મારી વાડીમાં લીલાં લવિંગડાં.

ચાવતાં જીભ ચમચમે;

મોઢું મારૂં ઝમઝમે,

તીખાશે જીભ તમતમે,

મારી વાડીમાં લીલાં લવિંગડાં.

લીલાં લવિંગડાંની વાડી છે લીલી,

મોકલ લવિંગડાં વીણવા તુ માવડી,

મારી વાડીમાં લીલાં લવિંગડાં.



: : ૧૮ : :

# કારેલી



[ એક વાર ઉભાં રહીને અને બીજી વાર બીજું પદ કૂદતાં કૂદતાં તાળી પાડીને છોકરીઓ ગાય છે. ]

બાઇજી ! આપણા
વાડામાં કારેલી
બાઇજી ! કહો તો
વીણવા જાઉં રે !

સર્વે છોકરીઓ :

કારેલી લ્યો ! કારેલી લ્યો !
બાઇજી ! વીણી કરીને ઉઘલાવ્યાં.

સર્વે છોકરીઓ ઉભી ઉભી :

કારેલી લ્યો ! કારેલી લ્યો !
બાઇજી ! કહો તો વેચવા જાઉં રે,

કૂદતાં કૂદતાં :

કારેલી લ્યો ! કારેલી લ્યો !

ઉભાં ઉભાં :

બાઇજી ! અમારે કરવું છે શાક

કૂદતાં કૂદતાં :

કારેલી લ્યો ! કારેલી લ્યો !

ઉભાં ઉભાં :

બાઇજી ! એનું શું લેવું છે મૂલ રે,

કૂદતાં કૂદતાં :

કારેલી લ્યો ! કારેલી લ્યો !

ઉભાં ઉભાં :

મારી સવા તે લાખની કારેલી,

કૂદતાં કૂદતાં :

કારેલી લ્યો ! કારેલી લ્યો !

ઉભાં ઉભાં :

બાઇજી ! બણ્એ લાખનું મૂલ રે,

કૂદતાં કૂદતાં :

કારેલી લ્યો ! કારેલી લ્યો !



: : ૧૯ : :

# ચ ણો ઠી



[ ચણોઠી કાનના કુંડળમાં નાખેલી હોય, એમ ધારીને છોકરીઓ આ ગીત ગાતી વખતે કાન ફરતા હાથ ફેરવે છે અને "રાતી ચણોઠડી" એમ બોલીને તાળી વગાડે છે, કાકા, મામા ને ભાઇને માટે જે શણગાર કરેલા છે, એ માટે પણ છોકરીઓ અભિનય કરે છે. ]

રાતી ચણોઠડી ને રાતા મારા દાંત છે,
ઝીણી ઝીણી માછલી, ધમરાડી રાત છે.
કાકાને કાને ચણોઠડી રે રીઝે,
રાતી ચણોઠડી ને રાતા મારા દાંત છે.
મામાને §મોળે ચણોઠડી રે રીઝે,
રાતી ચણોઠડી ને રાતા મારા દાંત છે.
ભાઇને માળામાં ચણોઠડી રે રીઝે,
રાતી ચણોઠડી ને રાતા મારા દાંત છે.



§ પાઘડીએ.

: : ૨૦ : :

# ચકલી તારા ખેતરમાં મેં ઝીંઝવો વાવ્યો!



[ આ ગીત છોકરી-
ઓને બહુ પ્રિય છે અને
ઉભાં ઉભાં તાળીની હિંચ
સાથે હોંશે હોંશે ગાય છે. ]

ચકલી તારા ખેતરમાં,
મેં ઝીંઝવો વાવ્યો;
ઝીંઝવે ચઢી જોઉં તો
કોઇ માનવી આવે.
ચકલી તારા ખેતરમાં...
રાતી ઘોડી ને
પીળો ચાબખો
રતિલાલભાઇ આવે,
ઠેકાવતો ઘોડી ઠાવકો,
રતિલાલભાઇ આવે. ચકલી–૧
ઘોડીને ઘુઘરમાળ,
રતિલાલભાઇ આવે,
ચારૂ રવાલની ચાલ,
રતિલાલભાઇ આવે. ચકલી–૨

ઘુઘરિયાળી વેલડી,
મોંઘી વહુ લાવે !
છબીલી ને વળી છેલડી,
મોંઘી વહુ આવે. ચકલી–૩

ખોળામાં સુંદર બેટડો,
ધવરાવતી આવે,
ખોબામાં ખારેક–ટોપરાં,
ખવરાવતી આવે. ચકલી–૪

બાળક ઘાલી બાથમાં,
કૂદાવતી આવે.
હોંશે કરીને હાથમાં,
હુલાવતી આવે. ચકલી–૫



: : ૨૧ : :

# કાંગ લેવા ગઈ'તી



[ આ ગીતપણ છોકરીઓને ઘણું ગમે છે. ગીત ગાતી વખતે છોકરીઓ ઉભાં ઉભાં કાંગ વીણતી હોય એવો અભિનય કરે છે. બેસવાને લગતી કડી આવે છે. ત્યારે બેઠાં બેઠાં કાંગ વીણતી હોય એવો તે અભિનય કરે છે.]

કાંગ લેવા ગઈ'તી,
રે ગોરી ! કાંગ લ્યો !

ઉભાં ઉભાં, કાંગ લ્યો !
બેઠાં બેઠાં, કાંગ લ્યો !

કાંગ લેવા ગઈ'તી,
રે ગોરી ! કાંગ લ્યો !
ટોપલો ભરી કાંગ લ્યો !
ખોબલો ભરી કાંગ લ્યો !
કાંગ લેવા ગઈ'તી, રે ગોરી ! કાંગ લ્યો !
સુપડું ભરી કાંગ લ્યો !
કપડું ભરી કાંગ લ્યો !
કાંગ લેવા ગઈ'તી, રે ! ગોરી ! કાંગ લ્યો !

☆

: : ૨૨ : :

# ઝમ ઝમ રે ઝાંઝરિયા લાલ !

[ આ પણ છોકરીનું ઉભાં ઉભાં તાળી સાથે ગાવાનું કાગને લગતું ગીત છે. ]



ઝમ ઝમ રે ઝાંઝરિયા
લાલ !

ઊંચે ટીંબે કાંગવાળી,
ઝમ રે ઝાંઝરિયા લાલ !
કાંગ હું તો હોંશે લાવી,
ઝમ રે ઝાંઝરિયા લાલ !
કાંગના મેં પૂળા વાઢ્યા
ઝમ રે ઝાંઝરિયા લાલ !

પૂળા મેં નેવે ઘાલ્યા,
ઝમ રે ઝાંઝરિયા લાલ !
સાંજ પડી ત્યાં પૂળો સળગ્યો,
ઝમ રે ઝાંઝરિયા લાલ !
ભેંસ વિંયાણી, પાડો ભડક્યો !
ઝમ રે ઝાંઝરિયા લાલ !



# કન્યાઓનાં વ્રતો

:: ૨૩ ::

## કોયલ

[ અશાડ વદિ ૧ થી શ્રાવણ વદિ ૧ સુધીના એક માસને કોયલ મહિનો કહે છે, એ માસમાં કુંવારી છોકરીઓ "કોયલ-વ્રત" કરે છે. નદી અથવા સરોવર પર નાવા જતાં આ ગીત ગાય છે. ]



કાળી કોયલ બોલે, કૂઉઉઉ!
આંબા કેરી ડાળે, કૂઉઉઉ!
સરોવરીઆની પાળે, કૂઉઉઉ!
મનોહર તરૂને માળે, કૂઉઉઉ!
હોંશે કાગ હિંચોળે, કૂઉઉઉ!
કાળી કોયલ બોલે, કૂઉઉઉ!



: : ૨૪ : :

## કોયલ વ્રત



[ આ પણ "કોયલવ્રત" નું ગીત છે. છોકરીઓ નદી–તળાવે–સરોવરે ન્હાવા જતી વખતે ગાય છે. ]

કાળી કોયલ કમખા વિનાની
આંબા ડાળે,
સરોવર પાળે,
બોલો ! કોયલ મા ! બોલો !
ઘડાવું સોનાનો દોરો
દોરે દોરે જાળી,
કોયલ મા કાળી,
કાળી કોયલ કમખા વિનાની.
આંબા ડાળે,
કોયલ બોલે,
કુઉઉઉઉ ! ! !



: : ૨૫ : :

# મે' વરસે મેડી ચુએ

[ અષાડ માસમાં કન્યાઓ "ગૌરી"નું પૂજન કરે છે, ત્યારે નદી પર નહાવા જતી વખતે આ ગીત કન્યાઓ ગાય છે.]




મે વરસે,
મેડી ચુએ,
ચંદ્રાસર લહેરે
જાય જો !

માડી જાયો વીર મલપતો,
નદીએ ન્હાવા જાય જો !
નદીનાં તો ડહોળાં પાણી,
સરોવર ઝીલવા જાય જો !
ઝીલી કરીને ઘેર પધાર્યાં,
મોતીડે વધાવ્યાં જો !
ભાઈ બેઠો જમવા,
ભોજાઈએ પહેર્યાં ચીર જો !

ચીર ઉપર ચુંદડી,
ચોખલિયાળી ભાત જો!
ભાતે ભાતે ભડકલાં ને,
જો જો વહુની જાત જો!
જાત ઉપર ઝાંખરાં ને,
વહેલ ધડૂકી જાય જો!
વહેલમાં બેઠો વાણિયો ને,
કાગળ લખતો જાય જો!
કાગળમાં બે પૂતળી ને,
હસતી રમતી જાય જો!



: : ૨૬ : :

# ભાઈ બહેનનું હેત

[ ભાઇ–બહેન વચ્ચેના સ્નેહને લગતું આ એક જૂનું ગીત છે, અને છોકરીઓ પ્રસંગે પ્રસંગે ગાય છે. એક છોકરી હાથ તરફ આંગળી કરી બેઉ હાથ એક પછી એક બતાવી અભિનય કરે છે. ]



આ હાથે કાંકણી કાંકણી,
આ હાથે ચૂડલો, ચૂડલો;
ભાઇ ગયો'તો ધંધુકે, ધંધુકે,
ભાભી ચૂલા સંધરૂકે, સંધરૂકે.
ભાઇ લાવ્યા ટોપરાં ટોપરાં;
ખાય ભાભીનાં છોકરાં છોકરાં.
ભાઇ જમે દહીંદૂધ, દહીંદૂધ;
ભાભી ખાય ખાટી છાસ, ખાટી છાસ !
ભાઇ બેસે ઢોલીએ, ઢોલીએ;
બીજાં બેસે, ખાટલે, ખાટલે.
ભાઇ પાસે રૂપૈયા, રૂપૈયા;
બીજાંને નહીં ત્રાંબિયા, 'ત્રાંબિયા.



: : ૨૭ : :

# ટીકર જાઓ તોઃ—




[ આ એક કેટલેક ઠેકાણે પ્રચલિત સામાન્ય ગીત છે. છોકરીઓ હાવભાવ સાથે ગાય છે. ]

ટીકર જાઓ, તો
મને કહેતા જજો!
પાલી મગ તે
મારા લેતા જજો!
ડાબલી લાવ્યા,
ડૂબલી લાવ્યા,
પાન સોપારી,
પાનનાં બીડાં,
વધે તો મગ મારા પાછા લાવજો,
ટીકર જાઓ તો—

☆

# ઘર સંસારી ગીતો

:: ૨૮ ::




## સીતાજી

[આવા ઘરસંસારી ગીતો મોટી ઉમરની સ્ત્રીઓ નાના છોકરાઓને ખુશ કરવા કે શિક્ષણ આપવાના ઇરાદે ગાય છે.]

કાચ ભર્યાં, કચોળાં ભર્યાં
જગ પીઠે સીતાજી અવતર્યાં

સાત વર્ષનાં સીતા થયાં,
પાટી લઇને ભણવા ગયાં.

ભણીગણીને બાજંદા થયાં,
રામચંદ્રજીના માગાં થયાં.

પહેલે મંગળ બોલ્યા બોલ,
બીજે મંગળ વાગે ઢોલ.

ત્રીજે મંગળ કન્યાદાન,
ચોથે મંગળ પરણે રામ.

રામ ખોદાવે ઊંડો કૂવો,
સીતા વાવે ડમરો જુઓ.

જેમ જેમ સીતા પાણી પાય,
તેમ તેમ ડમરો લહેરાતો જાય.

સોનાની શિંગડી ને રૂપાની ખરી,
ડમરો ગયો છે મૃગલો ચરી.

: : ૨૯ : :

# અવળી ગંગાનાં અવળાં નીર

[ આ પણ પ્રચલિત સ્ત્રી ગીત છે લંકાનું ચિત્ર આંકવાનું વહુને સાસુ કહે છે, અને વહુ તે ચિત્ર આલેખી બતાવે છે. આવાં ગીતનો ઉદ્દેશ નાનાં બાળકોને સામાન્ય જ્ઞાન આપવાનો હોય છે. ]



અવળી ગંગાનાં અવળાં નીર,
ગાજે છે મેહુલો ગંભીર.
વહુને ઘેર સાસુ બેસવા ગયાં,
સાસુ દેખી વહુ રાજી થયાં.

વહુ બેઠાં સિંહાસન ચઢી,
સાસુ બેઠાં ચમરી ચઢી.

સાસુ :

" વહુ રે વહુ મારી સમરથ વહુ,
લંકા લખી દેખાડો, કહું !"

વહુ :

" નજરે ન દીઠું, કાને ન સાંભળ્યું,
કેમ લખાય લંકાનું સરૂં."

એટલું સૂણતાં રીસ જ ચઢી,
દડબડ સાસુ પાછી ફરી.

વહુ :

" વળો, વળો ! મારી બાઇજી બાઇ !
લંકા લખી દેખાડું કાંઇ !"

લાવો ખડિયો ને લેખણ,
કરૂં લંકાનું આલેખણ.

લંકા ફરતો કોટ જ લખ્યો,
સાગર ભરતી ઓટ જ લખ્યો.

રાવણ સરખો દૈત જ લખ્યો
કુંભકરણ ઇંદ્રજીત જ લખ્યો.

કોડે રાવણની કચેરી લખી,
ચોક, ચૌટા ને શેરી લખી.

વાવ્ય, કુવા ને સરિતા લખી
ઝાડ ઝાંખરાં, વાડી લખી.
હળ ખેડંતો ખેડૂત લખ્યો,
દેવ અને વળી દૈત જ લખ્યો.
ભાત દેખી ભાતવાળી લખી,
પાણી ભરતી પાણિયારી લખી.
છાણાં વીણતી છોડી લખી,
જમતાં દ્વિજની જોડી લખી.
રેંટિયો કાંતતી ડોસી લખી,
પુણ્યસ્થાન પંચકોશી લખી,
રામ લક્ષ્મણ બે બાંધવ લખ્યા,
ચાંદો સૂરજ નક્ષત્ર લખ્યાં.
લંકાનું આ લેખણ જોઈ
મનમાં સાસુ વહુ પર મોહી.
ઠીક સાસુજી રાજી થયાં,
ગીત ગાતાં વહુ ઘરમાં ગયાં.

✩

:: ૩૦ ::

# કણુઝર કાકો પરણે છે



[ આ ગીત ટૂંકે રાગે ગવાય છે. શાકભાજી–વનસ્પતિના વિવાહ સંબંધેનું આ ગીત છે. એમાં કણુઝર પરણવા જાય છે, અને એની જાનમાં બીજાં શાકભાજી રૂપી જાનૈયા જાનૈડીયો કેવા ઉત્સાહથી ભાગ લે છે, એનું સારું વર્ણન આમાં થયું છે.]

ઉત્તર દક્ષિણના મેહુલા
રે વરસ્યા,
§કણુઝરે મૂળ
નાખ્યા રાજ
કણુઝરો.–૧

દેરાણી–જેઠાણી બે વીણવા ચાલ્યાં,
તાણી પોટલાં બાંધ્યાં રાજ
કણુઝરો.–૨

વીણી કરીને ચૂલે ચઢાવે,
કણુઝર રહીને બોલ્યા રાજ
કણુઝરો.–૩

---

§ એક જાતની ભાજી.

કણુઝર કાકો એણીપેરે બોલ્યા,
મા મુજને પરણાવો રાજ
કણુઝરો.—૪

આપણા તે વગડાના છોડવા
દીકરીને કોણ દેશે રાજ
કણુઝરો.—૫

§લુંણી લોરખડી કન્યા ભારે
×સાટોડી સાસુ થાશે રાજ
કણુઝરો.—૬

•વોકરવો વહેવાઇ થાશે,
•સરિયાળ સાળી થાશે રાજ
કણુઝરો.—૭

•ધરો અતિશય ધરપત કરશે,
•ખેવડો ખાંતા કરશે રાજ
કણુઝરો.—૮

જાન જોડીશું જોયા જેવી
આનંદ મંગળ થાશે રાજ
કણુઝરો.—૯

---

§ એક જાતની ભાજી. × એક જાતની ગોળ પાનવાળી ભાજી.
• ઘાસની જાતો.

( ૨ )

( અષ્ટ ચોકા )

સો જાન જુઓ નિહાળી આજ
કણુઝર કાકો પરણે છે.
મેં નવી તરેહની ભાળી રાજ
કણુઝર કાકો પરણે છે.
ઢીમડીઓ ઢોલ વગાડે રાજ
કણુઝર કાકો પરણે છે.
રીંગણું તો રંગ લગાડે રાજ
કણુઝર કાકો પરણે છે
ગાજરની શરણાઇ વાગે રાજ
કણુઝર કાકો પરણે છે.
ભીંડાભાઇ આગે ભાગે રાજ
કણુઝર કાકો પરણે છે.
ડુંગળીબાઇ ડોળા તાણે રાજ
કણુઝર કાકો પરણે છે.
મરચું બહુ મોજે માણે રાજ
કણુઝર કાકો પરણે છે.
મૂળો તો મૂછો મરડે રાજ
કણુઝર કાકો પરણે છે.

મોગરી છે વેશે ઘરડે રાજ
કણુઝર કાકો પરણે છે.
તાંદળિયો ભેગો તાજે રાજ
કણુઝર કાકો પરણે છે.
મેથીને ન મળે માજે રાજ
કણુઝર કાકો પરણે છે.
દડબડતાં કો'ળાં દીઠાં રાજ
કણુઝર કાકો પરણે છે.
છે સાથે ચીભડાં મીઠાં રાજ
કણુઝર કાકો પરણે છે.
વાલોળ વહુ વેલમાં બેઠાં રાજ
કણુઝર કાકો પરણે છે.
હળદર વહુ હાલે હેઠાં રાજ
કણુઝર કાકો પરણે છે.
ગયા રાંધણુપુરની પાસે રાજ
કણુઝર કાકો પરણે છે.
લુણી વહુ વર્યાં હુલાશે રાજ
કણુઝર કાકો પરણે છે.



: : ૩૧ : :

# દોણી–મોરીઆનો સંવાદ

[ આ ગીત ચોપાયા છંદમાં પણ ગવાઇ શકાશે. ]

મોરીઓ :

પહોળાં મોઢાંની પાટુડી,
તું કેમ બેઠી ઘર બારી,
હેત કરી તુજને હું પૂછું,
તું પરણી છે કે કુંવારી ?

દોણી :

ઘડો ઘડો ઘડુલિયો,
પણ ઘડી ન જાણ્યો રાણે*
જો બંદાજી પાસ હોત,
તો તને મરાવત પાણે§
તને મરાવત પાણે

મોરીઓ :

બહુ દોણોલકી બોલવા શિખી
બોલ *બિસ્મીલ્લા પ્યારી
ચુલા ઉપર તને ચડાવું
હેઠળ નાખુ +વારી
હેઠળ નાખું વારી

* કુંભાર, § પત્થર, * મુસલમાનો આમ બોલી ઐકય સાધે છે. એકતા સાધવાનો સંકેત. + ખડ–તાપણા માટેનું.

દોણી :

વારી તો મને સદાય વહાલી
હેઠે નારી ફૂંકે
મુઆ માણુસની દાઢી ઠારે
ત્યાં બેસાડી મૂકે
ત્યાં બેસાડી મૂકે

મોરીઓ :

પાણી ભરતાં હું પ્યારો લાગું
ઘડી ન ચાલું પાળો
ગંદા પાણી ભરતી
બાળ મનખો તારો
બાળ મનખો તારો

કર્તા :

એ બેને જે વાદ થયો તે
સાંભળિયો કથરોટે
છાનાંમાનાં ઉભાં થઇને
બેને માર્યા §થોટે
પાછળથી તે ધીરાં પડીઆં
જઇ બેઠાં એક દહેરે
દોણી બાઇ નમન કરીને
વર્યાં મોરીઆ *વેરે

§ લપડાકે. * સાથે.

: : ૩૨ : :

# પંખીના વિવાહ

[ આ પણ વનસ્પતિ વિવાહના પ્રકારનું ઘરગતુ ગીત છે. આમાં જુદા જુદા પંખીઓ અને નાના જંતુઓ જાનમાં કેવા ઉત્સાહથી ભાગ લે છે એની કલ્પના થઇ છે. સામાન્ય રીતે આવાં ગીતો લગ્ન અને જાન સંબંધી બાળકોને ઘણું જ્ઞાન આપે છે. આ ગીત 'સાંભળ સૈયર વાતડી, ઉત્તમ આસો માસ' એ ઢાળમાં ગવાય છે.]



નાખ્યો રૂપાળો માંડવો,
શૂડો શણગારે સ્તંભ;
તેતરે તોરણ બાંધિયાં,
રૂડો કીધો આરંભ.
વિવાહ પંખીડાંએ માંડીઓ–૧

મંકોડો ચાલ્યો મારગે,
લાવ્યો માળવિયો ગોળ;
+ કુંઝરાં તો ઘઉં લાવિયાં,
ગાય છે કોયલ ગીત.
વિવાહ પંખીડાંએ માંડીઓ–૨

---

+ એક જાતનાં બગલા જેવાં પક્ષી.

વૈ બેઠી વડાં કરે,
કાબર ભરડે છે દાળ;
ઉડતો આવ્યો કાગડો,
વૈ મને વડાં ચખાડ.
વિવાહ પંખીડાંએ માંડીઆ-૩

કોર ભાંગીને ચખાડિયું,
મીઠું થોડેરૂં નાખ;
ખોટું હોય તો તું હવે,
જરા મારા સમ ચાખ;
વિવાહ પંખીડાંએ માંડીઆ-૪

હંસના હાથમાં સુંડલો,
પીરસે છે પકવાન;
ગરૂડજી ઘી પીરસે,
જમી રહી છે જાન;
વિવાહ પંખીડાંએ માંડીઆ-૫

સુડે સોપારી આપીઆં,
પછી સૌ થયા તૈયાર,
પોપટ વરરાજા બની,
બેઠા વહેલ મોઝાર,
વિવાહ પંખીડાંએ માંડીઆ-૬

લીમડેથી જાન ઉપડી,
ચાલી અધ્ધર તે વાર;
બગલે બાંધી બંધુકડી,
તેતરે તે તલવાર.
વિવાહ પંખીડાંએ માંડીઆ—૭

આગે જતાં થયા §રાડીઆ,
ગીધ લૂંટે છે જાન;
પાંખો તોડી કાગ ભાઇની,
ભૂલ્યો તે સઘળું ભાન.
વિવાહ પંખીડાંએ માંડીઆ—૮

બગલે મારી બંધુકડી,
તેતરે મારી તલ્વાર;
એટલે ગીધ નાસી ગયાં,
પોતે પામી હાર;
વિવાહ પંખીડાંએ માંડીઆ—૯

વડનગરે સૌ આવીઆ,
પછી વર્યાં પોપટી નાર;
હંસ ગોરે પરણાવિયાં,
થયો તે જય જયકાર;
વિવાહ પંખીડાંએ માંડીઆ—૧૦

---

§ રાડારાડ—બુમાબુમ.

# લગ્નનાં ગીતો

: : ૩૩ : :

## §ધનરા લાલ તંબોળીડા



[ આપણા સંસારમાં લગ્ન પ્રસંગ એ સ્ત્રી–પુરૂષો અને બાળકોનો એક અપૂર્વ લહાવો બની રહે છે. એ પ્રસંગે અનેકવિધ સાંસારિક ગીતો ગવાય છે અને એ બધાં ભાવાર્થવાળાં હોય છે. એમાં ઘરગતુ પ્રશ્નો હોય છે અને ઉકેલ પણ ઘણી વાર હોય છે. અત્રે એવાં થોડાંક ગીતો આપવામાં આવે છે.]

જૂનાગઢથી તંબોળીડો ઉતર્યો
આવ્યો આવ્યો અમારે દેશ,
ધનરા લાલ તંબોળીડો–૧

દાસી લેને ઘડો ને ઈંઢોરણી
મારી વાડીની વેલ સિંચાવ
ધનરા લાલ તંબોળીડો–૨

બીડાં લાવ રે તંબોળીડા બેવડાં,
મઘમઘતા લાવ ને મુખવાસ
ધનરા લાલ તંબોળીડો–૩

મારા વીરાને ભાવે પાન બીડલાં,
પાન ચાવી વીર પામે હુલાસ,
ધનરા લાલ તંબોળીડો–૪

---

§ આ ગીત લગ્ન વખતે ચાક વધાવા જાય છે, ત્યારે ગવાય છે.

: : ૩૪ : :

# વાણેલાં ભલે વાયાં રે

[ આ ગીત લગ્ન પ્રસંગે વહેલી સવારમાં સ્ત્રીઓ ગાય છે.]



વાણેલાં ભલે વાયાં રે;
સૂરજ ઉગ્યો રે
સરોવરીઆની પાળે કે,
વાણેલાં ભલે વાયાં રે.
ભમરા ઉડે રે,
કેવડિયાની ડાળે કે,
વાણેલાં ભલે વાયાં રે.

મેના કોયલ રે,
બોલે મનહર માળે કે,
વાણેલાં ભલે વાયાં રે.
નાચે કૂદે રે,
હરણાં ઉંચી ફાળે કે,
વાણેલાં ભ લે વાયાં રે.
સૂતા ઉઠો રે,
લક્ષ્મી બાઇના કંથ કે,
વાણેલાં ભલે વાયાં રે.
શુભ શબ્દો રે,
બોલે છે સાધુ સંત કે,
વાણેલાં ભલાં વાયાં રે.
લેજો લેજો રે,
શ્રી રામનું નામ કે,
વાણેલાં ભલાં વાયાં રે.
કરજો કરજો કે,
કાંઇ મંગળ કામ કે,
વાણેલાં ભલાં વાયાં રે.
ગાજો ગાજો રે,
હરિનાં ગુણ ગાન કે,
વાણેલાં ભલાં વાયાં રે

લેજો લેજો રે,
દાતણુ ને ઝારી કે,
વાણેલાં ભલાં વાયાં રે.

નહાજો નહાજો રે,
નર ને સૌ નારી કે,
વાણેલાં ભલાં વાયાં રે.

મુખ લુ'જો રે,
પામરિયુને છેડે કે,
વાણેલાં ભલાં વાયાં રે

બેસજો બેસજો રે,
દરબારને ડેલે કે,
વાણેલાં ભલાં વાયાં રે.



: : ૩૫ : :

## વ ધા વો

[ આ ગીત લગ્નના વધાવા વખતે સ્ત્રીઓ ગાય છે. ]



સહિયર પહેલો રે વધાવો મારે આવીઓ
મેં તો મોકલ્યો મારા દાદાને દરબાર,
વધાવો જી રે, મારે આવીઓ–૧

મારા માતાજીએ ઉઠીને વધાવીઓ
આજે સઘળાં જગમાં વર્ત્યો જેજેકાર,
વધાવો જી રે, મારે આવીઓ–૨
મારા ઘર પછવાડે ગાજે ને વળી ગડગડે,
વાગે વાગે વળી ઢોલ નગારાં ને નિશાન,
વધાવો જી રે મારે આવીઓ–૩
મગન થઇને મારે આંગણુ નાચતા
ગોરી મંડળ મળીને કરતી મંગળ ગાન
વધાવો જી રે મારે આવીઓ–૪
મારે આંગણુ અમૃત આંબો વાવીઓ,
મારે ટોડલે ટહુકે છે મોર,
વધાવો જી રે મારે આવીઓ–૫
મારે આંગણે પારેવાં સહિયર ઘૂઘવે
મારે આંગણુ આંબાને આવ્યો મોર;
વધાવો જી રે મારે આવીઓ–૬
સહિયર આજે રે સોનાનો સૂરજ ઉગિયો,
મારે આંગણે મોતીનો વરસ્યો મેહ;
વધાવો જી રે મારે આવીઓ–૭
મારા વીરાને સોનાફૂલે વધાવીઓ,
આજે ઉત્સવને આવે આનંદ ઓઘ
વધાવો જી રે મારે આવીઓ.–૮

: : ૩૬ : :

# દાદાને આંગણ આંબલો

[આ ઘણું કરૂણ લગ્નગીત છે. પરણેલી લાડીને વિદાય કરવામાં આવે છે, તે વેળાએ આ ગીત ગવાય છે. દીકરીને



તેની માતા આંખમાં અશ્રુ ઢાળતી–ડૂસકાં લેતી, થોડીક શિખામણો આપે છે.]

દાદાને આંગણે આંબલો,
આમલી ઘેર ગંભીર જો.
એકજ પાન મેં ચુંટીયું,
વઢશો નહીં વીર જો.
દાદાજીને આંગણે-૧

અમે તે ઉડણુ ચરકલી,
ઉડી જશું પરદેશ જો
આજ દાદાજીના દેશમાં,
કાલે જાશું પરદેશ જો,
દાદાજીને આંગણે-૨

શેરી વળામણુ મારી સહિયરો,
●"સહિયર શાણાં બહુ થાજો જો."
ઝાંપાં વળામણુ મારી માતાજી,
●"દીકરી ડાહ્યાં બહુ થાજો જો"-
દાદાજીને આંગણે-૩

સીમાડો વળામણુ મારા દાદાજી,
●"દીકરી વહેલેરાં વળજો"
દાદાજીને આંગણે ૪

---

● આ કડીઓ વહુની સાહેલીઓ એની માતા અને દાદાજીના ભાવની સુચક છે.

: : ૩૭ : :

# અમારા દાદાજીને હાથી ને ઘોડા

[ આ ગીત જાનડીઓ ગાય છે, અને તેમાં નવી વહુની આશા વ્યકત કરવામાં આવી છે. આ ગીત જાનને વિદાય આપવામાં આવે છે, ત્યારે જાનડીઓ ગાય છે. ]



અમારા દાદાજીને હાથી ને ઘોડા,
તે મારે સાસરે દેજો;
સંપત હોય તો દેજો દાદાજી,
જીભડીએ જશ લેજો.

અમારા દાદાજીને ગાયો ને ભેંસો,
તે મારે સાસરે દેજો,
સંપત હોય તો દેજો દાદાજી,
જીભડીએ જશ લેજો.



: : ૩૮ : :

# ધોળકાના ધરમસી ફૂલતો



[ જાન ઉઘલી ગયા પછી—એટલે જાનને વિદાય આપી દીધા પછી અથવા એ વખતે જાનડીઓ વેવાઇ પક્ષને મેણાં મારતું આ ગીત ગાય છે. ]

ધોળકામાં ધરમસી ફૂલતો,
મેઘાડંબર ગાજે;
ફૂલી ફૂલી ને દડો થતો,
મેઘાડંબર ગાજે.

જાણ્યું કે જાન જમાડશે,
મેઘાડંબર ગાજે;
રંગ કરી ને રમાડશે,
મેઘાડંબર ગાજે.

પકવાનના સાંસા પડ્યા,
મેઘાડંબર ગાજે;
જાનૈયા ભૂખે માંદા પડ્યા,
મેઘાડંબર ગાજે.

મેં જાણ્યું સાંકળા લાવશે,
મેઘાડંબર ગાજે;
સાંકળાના સાંસા પડ્યા,
મેઘાડંબર ગાજે.

મેં જાણ્યું કપડાં લાવશે,
મેઘાડંબર ગાજે;
કપડાંના સાંસા પડ્યા.
મેઘાડંબર ગાજે;
ગાજતો મે' વરસે નહીં,
મેઘાડંબર ગાજે;
વરસતો મેઘ ગાજે નહીં,
મેઘાડંબર ગાજે;



# હાલરડાં

: : ૩૯ : :

'[નાનો બાળક પારણામાં સૂતો હોય અને એની માતા મીઠાં હાલરડાં ગાતી હોય, એ દૃશ્ય કયો અભાગી જોયા વિના બાકી રહ્યો હશે? આપણા ગુજરાત, કાઠીયાવાડમાં આવાં હાલરડાં ઘર ઘર વિખ્યાત છે અને બાળકને ઉંઘાડવા માતા મીઠી હલકે હાલરડાં ગાય છે, જે સાંભળીને બાળક ઝટપટ ઉંઘી જાય છે. હવે આવાં કેટલાંક હાલરડાં અત્રે આપવામાં આવે છે.]




ભાઇ! ભાઇ! કરૂં છું,

ભાઇ વિના ભૂલી ભમું છું,

ભાઇ કોઇએ રે દીઠો,
મહાદેવની વાડીમાં પેઠો;
વાડીનાં ફૂલડાં વેડાવું,
ભાઇને ઘેર તેડાવું.
ભાઇ ! ભાઇ ! હું કરતી'તી,
ભાઇ ! વિના ભૂલી ફરતી'તી
ભાઇ કોઇએ દીઠો,
મહાદેવની દેરીમાં પેઠો,
દહેરીએ દહેરીએ દીવા કરૂં,
ભાઇ મારાના વિવાહ કરૂં;
રાજાની છોડી કાળી,
વહેલ ઝાંપેથી પાછી વાળી.
હાલા–વાલા ને હલકી,
આંગણે વાવો ને ગલકી;
ગલકીનાં ફૂલડાં રાતાં,
ભાઇના મામા છે માતા.
હાલા–વાલા ને હાંસી,
લાડવા લાવશે ભાઇની માસી.
માસી જાશે માળવે,
ભાઇનાં જતન કરી કોણ જાળવે ?

હાલા–વાલા ને ફૂવા,
લાડવા લાવશે ભાઇના ફૂવા,
ફૂવાની શી પેર,
લાડવા કરશું આપણે ઘેર,
ઘરમાં ઝાઝા ઘી ને ગોળ,
ઘી નાખો અચ્છેરે તોલ.
ભાઈ મારો છે અટારો,
ઘી ને સાકર ચટાડો,
ભાઇ મારો છે લાડકો,
પાઉં દૂધ–સાકરનો વાડકો.
ભાઇ મારો છે ગોરો,
ભાઇની ડોકમાં સોનાનો દોરો.
ભાઇ મારો છે રાંક,
હાથે સોનાનો વાંક,
વાંકે મોતી થોડાં,
ભાઇના મામાને ઘેર ઘોડાં.
વાંકે વાંકે જાળી,
ભાઇ મારો પહેરે દા'ડી.
ભાઇ કોઇએ દીઠો,
ભાઇ તો ભરી કોઠીમાં પેઠો,

કરકર ઘઉં તે ખાય,
ભાઇ મારો મોટેરો થાય.
ભાઇ મારાને શું વખાણું ?
ભાઇના ગુંજામાં સોનાનું નાણું.
ભાઇ મારો રે ડાહ્યો,
પાટલે બેસીને નહાયો.
પાટલો ગયો છે ખસી,
ભાઇ મારો ઉઠ્યો રે હસી.
ભાઇ બેસે છે અગાસી,
લાડવા લાવે ભાઇની માસી.
માસી હુંકડી છે નહીં,
ને કૂઇ દુઃખડાં § લે નહીં.
ભાઇ મારો આવડો તેવડો,
શણગારૂં તો થાય પરણવા જેવડો.
ભાઇ મારો છે હેવૈયો,
ભાઇને ભાવે રે સેવૈયો.
ભાઇ કોઇએ દીઠો,
ભાઇ તો ભરી કોઠીમાં પેઠો,

§ દુઃખડાં—ઓવારણાં.

કર કર ઘઉંડા ખાય,
ભાઇ મારો કાલ મોટો થાય.
ભાઇ છે મારો વેપારી,
બાજરો લાવશે બે પાલી,
બે પાલીએ થાય નહીં,
ભાઇ જમવા જાય નહીં.
બે પાલીનો ઉધારો,
ભાઇ મારા ને સુધારો.
ભાઇ મારો વણજારો,
સાદ કરી ને શણગારો,
સાદ કર્યો છે શેરીમાં
ભાઇ રમે છે દેરીમાં.



:: ૪૦ ::

## કૃષ્ણનાં હાલરડાં

[ આ હાલરડું બાળક કૃષ્ણના બાળ તોફાનને લગતું છે, અને નાના બાળકોને તે સાંભળવું બહુ ગમે છે. ]



( ૧ )

કાનુડો કહે, નહીં ચારૂં માતા ગાય,
એક વાળું ને બીજી નાસી રે જાય.
વાઘ ને સિંહ વનમાં વીંછી વાંદર ઘણા,
ભય રે લાગે છે મા! મને ભોરિંગ તણા.

તેરે દેખીને મારી નાઠી છે રે ગાય,
બધી ગાયોનું કેમ ગોવાળું થાય?
હું રે નાનડિયો, ને નવ લાખ ગાય,
બળભદ્ર ભાઇ સંગ મોકલો ને માય!

( ૨ )

આવી'તી રે માલણ ફૂલડાં લઇ,
કાનાની પછેડી લેતી ગઇ,
ઓશિકે મૂકીને કાન પાંગતે જુએ,
પછેડી વિના કાન ધ્રૂસકે રૂએ.
આવી રૂડી અજવાળી રે રાત,
લાવો પછેડી, ઓળખું ભાત.
કાનાની પછેડીએ નવલખ ભાત,
કહાનજી ઓઢતા દિન ને રાત.
માલણે આવીને દીધી ફૂલની રે માળ,
પછેડી લઇને ત્રુઠ્યા દીન દયાળ.

( ૩ )

કા'નવા કા'નવા કે' શું કીધું રે,
ગોરસ પીધું ગોરી ગાયનું,
ગોરી તે ગાયનું દૂધ શિરાવતા,
વનમાં વગાડતો વહાલો વાંસળી.
આવો તો નાથ પહેરાવું જામા રે
તમ સરખા સગા મારે કોઇ નહીં.

આવો તો નાથજી પહેરાવું ઝૂલી રે,
દર્શન દીનાનાથના ભૂલી.

( ૪ )

નાથ ન જાશો વાછરૂ છોડી રે,
વનમાં ટોળી આવે કંસની.
કંસનો કારણ વેદનો વાળણ,
પૃથ્વી પાલણ માટે અવતર્યા,
અવતરીને પાષાણ તે તાર્યા રે,
રાક્ષસ માર્યા રામે લંકાના.
અવતરીને માસી પૂતના શોષી રે,
દૈત્યને દૂષિત કૃષ્ણે મારીઆ.

( ૫ )

એક સમે દૂધ ઢોળ્યું,
ઘણું આડે ચડ્યો,
ત્યારે તો મેં દામણે બાંધ્યા,
ઘણો ધ્રાંસો પડ્યો.
કે'તી ગાયોમાં આઢો
કહ્યું મેં ત્રાડીને.
હવે નહીં વન મેલું,
પોઢ્યા જગાડો ને.

( ૬ )

માતા જશોદાને સમણું રે લાધ્યું,
પુત્રનું પારણિયું રે બાંધ્યું.
ઉભી જશોદા માતા ઘુમણી રે ઘાલે,
વેરી–દુરિજનનાં મનમાં સાલે.
હરખે જશોદા માતા હાલરૂ ગાય,
હરખ ન માયે કહાનાની માય.

( ૭ )

તેવ તેવડાંની ટોળી મળી;
દડુલાની રમત કરી.
દડુલો દોટાવ્યો વીર,
જઇ પડ્યો છે જમુનાને તીર.
દડુલો લેવાને જમુના ગયા,
કાંઠે ગોવાળિયા ઉભા રહ્યા.
જઇ ગોવાળિયાએ વાતજ કરી.
માતાજીની હિંમત હરી.
આગળ માત ને પાછળ તાત,
વળી સઘળો ગોપીનો સાથ,
પાયણ પાન આડું ધરી,
જળમાં ઉભા જુએ હરિ.
વિનય સૂણીને નીકળ્યા બહાર,
ત્યારે વરત્યો જેજેકાર.

# નવરાત્રિમાં ગાવાનાં ગીતો

: : ૪૧ : :

## ગાગર ઘૂમે છે.



[નવરાત્રીના તહેવારોમાં છોકરીઓ ઘણાં ગીતો ગાય છે તેમાંનું આ એક છે. નાની છોકરી-ઓ ગરબા લઈને આડોશીપાડોશી-ઓળખીતાને ઘેરે જાય છે, ત્યારે મુખ્યત્વે આવાં ગીતો ગાય છે.]

પાટણુ પહોળાં પાટીઆં,
ગાગર ઘૂમે છે.
મોંઘી વહુ પાણી સાંચર્યાં,
ગાગર ઘૂમે છે.
તમે હળવે ધોજો ધોતિયાં,
ગાગર ઘૂમે છે.

છંટાશે વહુની ચૂંદડી,
ગાગર ઘૂમે છે.
વહુના પગમાં વાગે કાંકરી,
ગાગર ઘૂમે છે.



: : ૪૨ : :

## વહુ ક્યારે આવશે રે !

[ આ પણ નાની છોકરીઓનું નવરાત્રિનું ગીત છે. ]



હું તમને પૂછું વહાલા ભાઈ કે,
વહુ ક્યારે આવશે રે.

આવશે આજ કે કાલ રે,
વાજાં વાગશે રે.

લાવશે તેલ ફૂલેલ કે,
માથાં ગૂંથશે રે,

આવશે નાગરવેલ કે,
કેવડો લાવશે રે.



:: ૪૩ ::

# ક્યા ભાઈના કેશવે કચુડિયાં

[ આ ગીત પણ નવરાત્રીના દિવસોનું નાની છોકરીઓનું છે. જેને ઘેર ગરબો લઈ જાય છે, એના છોકરાના નામનો ઉલ્લેખ તેવો પ્રસંગે કરે છે.]

ક્યા ભાઇના કેશવે કચુડિયાં,
ક્યા ભાઇની વાડીયો લહેરે જાય;
આંબો મહોર્યો પહોળી પાશનો રે.

મોટા ભાઇના કેશવે કચુડિયાં,
નહાના ભાઇની વાડીઓ લહેરે જાય;
આંબો મોર્યો પહોળી પાશનો રે.

ક્યા ભાઇની તરવારે ત્રણ ફુમકાં રે,
ક્યા ભાઇની ઘોડલે ઘુઘરમાળ;
આંબો મોર્યો પહોળી પાશનો રે.

મોટા ભાઇની તરવારે ત્રણ ફુમકાં રે,
નહાના ભાઇને ઘોડલે ઘુઘરમાળ;
આંબો મોર્યો પહોળી પાશનો રે.



# પ્રશ્નોત્તરી, વરત, ઉખાણાં

[ નાના છોકરા-છોકરીઓ ભેગાં થાય છે, ત્યારે એક બીજાની બુદ્ધિ કસવા કે, આનંદ ખાતર અનેક જાતનાં વરત અને ઉખાણાં તેઓ નાખે છે, અને ચતુર છોકરા-છોકરી એમનો જવાબ વાળે છે. આવા વરતો અને ઉખાણાઓનો હેતુ બાળકોની બુદ્ધિ ચપળ અને ચકોર કરવાનો હોય છે. ]



: : ૪૪ : :

## ભગવાનના હાથમાં કૂંચી લાવી દ્યો જોઉં !

એક કોઠામાં બત્રીસ કોઠા,
તેમાં રમે ન્હાના મોટા;
નાને મોટે નાખી ગોળી,
ભાગી રે હરણાંની ટોળી.

હરણુ ખાય હેરા ફેરા.
ભાંગ્યાં રે દિલ્લીનાં દેરાં.
દિલ્લી ઉપર આણુ માણુ,
ભાંગીરે લ્હેરાંની માણુ.
મા ણુ ઉ પ ર મો તી,
બી બી જા ય રો તી.
બીબીના હાથમાં ધોકો,
ફોડ્યો મિયાંનો હોક્કો.
હોક્કો બોલે રામ રામ,
ત્યાંથી આવ્યા વીરમગામ.
વીરમગામમાં આરા તારા,
દીઠા ત્યાં સોનાના ભારા.
ભારા ઉપરા ઉપર કરી,
સો સો તરવારો પાથરી.
એ ક ત ર વા ર ઊ ચી,
ભગવાનના હાથમાં કૂંચી.

☆

## :: ૪૫ ::

# ઈચડી, ખીચડી

[ એક રાજાએ પોતાની પુત્રીને કહ્યું કે " તું એક જ શ્વાસે જેટલાં ગામ બોલી જાય, તેટલાં ગામ હું આપીશ.' રાજકુમારી તો બુદ્ધિશાળી અને હોંશિયાર હતી, એટલે આ ગીતમાં આપેલાં નામ બોલવા માંડ્યાં. હવે રાજાને વિચાર થઇ પડ્યો કે " આ



તો ભારે થઇ! મારે ઘણાં ગામ આપવાં પડશે." એમ વિચારીને પુત્રી વધુ બોલતી હતી, કે તરત રાજાએ તેના મોંઢામાં મુઠે ભરીને ખાંડ જોરથી નાખી દીધી, એટલે રાજકુંવરી વધુ બોલી શકી નહીં. ઉખાણા જેવું આ ગીત છે.]

ઇચડી, ખીચડી, ખાટી ખીચડી,
વાઠા, મહુવા, પાંચ પટુકા;
પાંચે ગામે પાલિતાણું,
લાઠી ને લોલિયાણું,
ઉઘાડે વીરા ઘોઘાનું બારૂં,
વાવડિયે જઇ વહાણું વાયું.
દાદા માગું શિયાણી ને વરસાણી,
કાનપર, કારેલી ને મજીઠા,
ઘેરૈયા, પાટડી ને બજાણું,
એટલાં ઉપર ન જાણું.



: : ૪૬ : :

## એક પદી ઉખાણાં

પ્રશ્ન: એક કોટડીમાં બત્રીસ બાવા.
ઉત્તર: દાંત.

પ્રશ્ન: બત્રીસ બાવા ખાંડે ને લુલીબાઇ કાંકોરે.
ઉત્તર: દાંત અને જીભ.

પ્રશ્ન: એક દહેરા ઉપર સાત દરવાજા.
ઉત્તર: ડોકું.

પ્રશ્ન: સમજે નહીં પણ ઘર સાચવે.
ઉત્તર: તાળું.

પ્રશ્ન: પ્રાણ નહીં પણ પળ પળ ગણે.
ઉત્તર: ઘડિયાળ.

પ્રશ્ન: છાપરે છાપરે પછેડી પથરાય.
ઉત્તર: તડકો.

પ્રશ્ન: એક મરઘીનાં પેટમાં સો ઇંડાં.
ઉત્તર: ફણસ.

પ્રશ્ન: આટલુંક છોકરૂં રાજાને રોવરાવે.
ઉત્તર: વીંછી.

પ્રશ્ન: છાપરે છાપરે મગ વેરાય.
ઉત્તર: વરસાદ.

પ્રશ્ન : આટલી રાંડ રાજાની પાઘડી ઉતરાવે.

ઉત્તર : જૂ.

પ્રશ્ન : જરા જેટલી ચીજથી આખું ગામ જમે.

ઉત્તર : અગ્નિદેવતા.

પ્રશ્ન : બે હાથ ભોંયમાં બારસો ગામ.

ઉત્તર : નકશો.

પ્રશ્ન : ગામ આખું નાસી ગયું ને ભાભોજી રહી ગયા.

ઉત્તર : ચૂલો.

પ્રશ્ન : ઘેર ઘેર ડોસા દાટ્યા.

ઉત્તર : ઉંબરા.

પ્રશ્ન : ઘેર ઘેર ચોરનાં માથાં.

ઉત્તર : ટોડલા.

પ્રશ્ન : ઘેર ઘેર ચિંથરિયા બાવી.

ઉત્તર : સાવરણી.

પ્રશ્ન : ગણ્યાં ગણાય નહીં, દાબડીમાં માય નહીં.

ઉત્તર : તારા.

પ્રશ્ન : કાળા કુવામાં કળશીઓ પાણી.

ઉત્તર : હોકો.

પ્રશ્ન : ધોળા કુવામાં ધોબો પાણી.

ઉત્તર : નાળિયેર.

પ્રશ્ન: અંધારી કોટડીમાં ઊંટ ગાંગરે.
ઉત્તર: ઘંટી.

પ્રશ્ન: સોનાની પેટીને લવિંગનો દાટો.
ઉત્તર: કેરી.

પ્રશ્ન: રણુવગડામાં હોલા હીંચકે.
ઉત્તર: કેરી.

પ્રશ્ન: રણુવગડામાં રાતા ખીલા.
ઉત્તર: શકરકંદ.

પ્રશ્ન: રણુવગડામાં લોહીનાં ટીપાં.
ઉત્તર: ચણોઠી.

પ્રશ્ન: રણુવગડામાં ડોશી દાંત કાઢે.
ઉત્તર: કાલાં.

પ્રશ્ન: રણુવગડામાં ભીલીઓ ભાંભરે.
ઉત્તર: ચીચુંડો.

પ્રશ્ન: ઢીંચણુ જેટલી ગાય ને નીરે એટલું ખાય.
ઉત્તર: ઘંટી.

પ્રશ્ન: ઘરમાં ઘર, તેમાં ઘર, તેમાં રમે કેસરિયો વર.
ઉત્તર: અગ્નિ.

પ્રશ્ન: રણુવગડામાં ડોસો કેડ બાંધી સૂતો.
ઉત્તર: પૂળો (ઘાસનો)

પ્રશ્ન: ધોળા કુવામાં પાંચશેરી તરે.

ઉત્તર: છાસ ને માખણ.

પ્રશ્ન: બાપ બેસવા શિખ્યો ને દીકરો ચાલતાં શિખ્યો.

ઉત્તર: ગોળો ને કળશિયો.

પ્રશ્ન: રણવગડામાં ચુંદડી પાથરી.

ઉત્તર: બોર.



: : ૪૭ : :

# વાડ દોઈ આપો જોઉં?

[ આ મોટાં ઉખાણાં છે, જે મોટા છોકરાઓમાં પ્રચલિત છે. ]




પ્રશ્ન: અમને વાડ દોઇ આપો જોઉં?

ઉત્તર: ફતાસાની પોળમાં, પંદર પગથિયાં, પંદર ચઢવાં, પંદર ઉતરવાં, માંહી મહાદેવનાં દર્શન કરવાં.

મહાદેવની ત્રાંબાકુંડી, નવગજ ઉંડી.
ભોંય ભંડારી, દરિયા કાંઠે દોઇ સોપારી;
સોપારીના આવ્યાં આણાં, તરત દોહ્યાં છાણાં.
છાણાંનો પડયો ગોર, તરત દોહ્યો મોર.
મોરની પડી પીંછી; તરત દોહ્યો વીંછી.
વીંછીનો પડયો આંકડો, તરત નાઠો માંકડો.
માંકડો ચડયો ઝાડ, ને તરત દોહી વાડ.

પ્રશ્ન: કોને શું ન હોય ?

ઉત્તર: મગને ખેતર માળો નહીં, ઉંદર ને ઉચાળો નહીં
કણબી નાતબારો નહીં, ગરાસિયો ગોઝારો નહીં.
નાગર બચ્ચો કાળો નહીં, જાડેજાને સાળો નહીં.
ઘેલીને ગવાળો નહીં, બ્રાહ્મણને ઘેર પાળો નહીં.
ચાટવાને ફાડ નહીં, ઘર જમાઇને લાડ નહીં.

*

પ્રશ્ન: હાથીને પગે તાળું બાંધી દો, જોઉં ?

ઉત્તર: બાવાજીનો બોકડો, રૂમઝુમ ચાલે;
પાતાળ પાણી કાઢે પાતાળ પાણી કાળું,
હાથીને પગે તાળું.

*

પ્રશ્ન: બોખો હાથી પાઇ આપો, જોઉં ?

ઉત્તર: કુવામાં નાખ્યો ચોખો, હાથી પાયો બોખો.

*

પ્રશ્ન: લંકામાંથી દોરા લાવી આપો, જોઉં ?

ઉત્તર: વેલ છે વાંકડી, બળદ છે ગોરા,
જઇશું લંકાએ, લાવીશું દોરા,

*

પ્રશ્ન: લંકામાંથી ખડપા લાવી આપો, જોઉં ?

ઉત્તર: વેલ છે વાંકડી, બળદ છે પરપા, §
જઇશું લંકાએ લાવીશું ખડપા.

---

§ ખડપા-અશક્ત.

: : ૪૮ : :

# એકપદી અને ત્રણપદી ઉખાણાં



પ્રશ્ન : રંગ રાતડી, કેડ પાતળી;
એ વર્તે એને આપું સોનાની [સાંકળી.

ઉત્તર : કંકાવટી.

પ્રશ્ન : કાળી કુતરી લસપસ,
ત્રણ માથાં ને દસ પગ.

ઉત્તર : કોશ.

પ્રશ્ન : ધોળા ખેતરમાં કાળાં બી,
ડાહ્યા વાવે આખો દી.

ઉત્તર : કાગળ.

પ્રશ્ન : કાળી સોટી તેલે નહાય,
વળે ખરી પણ ભાંગી નવ જાય.

ઉત્તર : વાળ.

પ્રશ્ન : ભમે ભમે પણ ભમરો નહીં,
કોટમાં જનોઇ પણ બ્રાહ્મણ નહીં.

ઉત્તર : રેંટીઓ.

પ્રશ્ન : રણવગડામાં રાતી બારી,
છોકરાં પરણે, ને મા કુંવારી.

ઉત્તર : મીંઢળ.

પ્રશ્ન : ગર્ભ છે પણ ગોટલી નથી,
દીઠું છે પણ દેશમાં નથી.

ઉત્તર : કરા.

પ્રશ્ન : ભીંતમાં ભીંત, કરામાં પાણી;
એ વર્તે એને પાઉં અમૃત પાણી.

ઉત્તર : નાળિયેર.

પ્રશ્ન : એક જનાવર ઇતું,
પૂંછડે પાણી પીતું.

ઉત્તર : દીવેટ.

પ્રશ્ન : બે બહેનો રહે પાસે પાસે;
રૂવે ખરી પણ ભેળી નવ થાશે.

ઉત્તર : આંખો.

પ્રશ્ન : આડું નાખું પાડી નાખું,
ખરે બપોરે કાઢી નાખું.

ઉત્તર : હળ.

પ્રશ્ન : આવડું તેવડું,
ગાંડા મહેતા જેવડું.

ઉત્તર : સાંબેલું.

પ્રશ્ન : ચાર ઓલલાં, બે દરવાજા,
અગણિત રાણીઓ બે વરરાજા.

ઉત્તર : ચાંદો—સૂરજ.

પ્રશ્ન : લીલી ટોપી કાળા ઘઘા,
આવ્યા રે પરદેશી સગા.

ઉત્તર : ધોળાં રીંગણાં.

પ્રશ્ન : ધોળા ખેતર માંહી કાળા ચણ્યા,
હાથે વાળી મોઢે લણ્યા.

ઉત્તર : કાગળ.

પ્રશ્ન : લીલી ટોપી રાતા ઘઘા,
આવ્યા રે પરદેશી સગા.

ઉત્તર : મરચાં.

પ્રશ્ન : ઊંચ ઘેર જાય, નીચ ઘેર જાય.
તેનું ચડાવેલ સર્વે ખાય.

ઉત્તર : સુપડું.

પ્રશ્ન : કાળી ગાગર કંકોડાં ખાય,
ભમ્ બોલે ત્યાં નખ્ખોદ જાય.

ઉત્તર : બંદુક.

પ્રશ્ન : ભોંય ભટુકી, ભોંમાં રહે;
પૂંછડું આપણા હાથમાં રહે.

ઉત્તર : કોદાળી.

પ્રશ્ન : ઘેરબંધ ઘાઘરો, કોરબંધ બુટ્ટી;
સરકારના રાજ્યમાં, ધોળે દહાડે લૂંટી.

ઉત્તર : કાલાં.

પ્રશ્ન : એક ડોસીની એવી કળા,
હેઠ ચાદર ને ઉપર વળા.

ઉત્તર : કૂઓ.

પ્રશ્ન : ગદો ખાય નહીં, ગદો પીએ નહીં,
તોય ગદો રાતો ને રાતો.

ઉત્તર : પૈસો.

પ્રશ્ન : છીછરી તલાવડી, છીછરી પાળ;
પાણી ન રહે પૈસાભાર.

ઉત્તર : હથેળી.

પ્રશ્ન : ઢેબલો વાણિયો, ઢેબલું પેટ;
પંડ કૂટાવે છીપર હેઠ.

ઉત્તર : સોપારી.

પ્રશ્ન : કાળું કાળું કાદવિયું, ખાતાં લાગે ભુંડું,
એ વરત વરતે તેને આપું દૂધ કુંડું.

ઉત્તર : અફીણ.

પ્રશ્ન : એક રાંડ રંગી ચંગી પહેરે ઇશ્કી વાઘા;
નાક વિંધાવી મટકાં કરે, અંગ બધાં ઉઘાડાં.

ઉત્તર : સોય.

પ્રશ્ન : ભૂખે પેટે નહાવા જાય, કુવામાં જાડુ થાય;
બહાર આવીને ખાલી થાય, એથી વાડી લીલી થાય.

ઉત્તર : કોશ.

પ્રશ્ન: આડી નાખું, પાડી નાખું, પાડીના પગ વાઢી
નાખું તોય પાડી દૂઝે.

ઉત્તર: થોર.

પ્રશ્ન: ગુંઝાની પેટી માંહી, સતિયો ઝાઝી;
મોઢાં મોઢું વાત કરે, તોય જાય બધી દાઝી.

ઉત્તર: દિવાસળી.

પ્રશ્ન: મારો બળદ આલો ખાય, પાલો ખાય;
પાણી પીએ કે તરત મરી જાય.

ઉત્તર: દેવતા ( અગ્નિ )



# ચતુષ્પદી ઉખાણાં

પ્રશ્ન : હાથ ચરણુ મુખ નાસિકા બીજાં પણુ છે અંગ;
ભૂખ્યો તરસ્યો ચાલશે; તડકો તે તમ સંગ.

ઉત્તર : પડછાયો.



પ્રશ્ન : ડોસો થઇ ને કેડ બાંધે,
ખેતર ખળે સૂવે; જના-
વરોને ખાવા સરખું,
દુનિયા સરખી જુવે.

ઉત્તર : કડબનો પૂળો.

પ્રશ્ન : ઝાલો તો ઝલાય નહીં, બાંધો બંધાય નહીં;
પહોળી જગ્યામાં પેસી રહે, જીવનું જીવન
[ એજ ખરે.

ઉત્તર : વા યુ.

પ્રશ્ન : વાંકી–ચુંકી વોકળી, માંહીં પડયું છે હાઉ;
આ વરત વરતે તેની દાઢી કરડી ખાઉં.

ઉત્તર : ધોડિયું.

પ્રશ્ન : ચિતરેલો મોરિઓ, દેશ-વિદેશે જાય;
પાણી પીવા ઉતરે તો, તરત મરી જાય.

ઉત્તર : કાગળ.

પ્રશ્ન: બોલ્યા કે લખ્યા વિના, ખબર પહોંચે સદ્ય;
લાખો ગાઉ છેટું છતાં, ઉત્તર આપે અદ્ય.

ઉત્તર: તાર.

પ્રશ્ન: બળદ વિનાની ગાડી, જાય દોડી દહાડી;
જીવન છતાં ચીસો પાડે, એ નહોતી અગા'ડી.

ઉત્તર: આગગાડી.

પ્રશ્ન: પાંખ વિનાનું પંખીડું, ઊંચે ઉડી જાય;
માણુસ સ્વાર થયો છતાં, જરા ન હરકત થાય.

ઉત્તર: વિમાન.

પ્રશ્ન: વાચા વિના બોલે ખરી, પગ વિના ચાલે ખરી;
કાંટા પણ નહીં બોરડી, ઉત્તર એનો આપ અલી.

ઉત્તર: ઘડિયાળ.

પ્રશ્ન: કાકા કહેતાં છૂટા રહે, મામા કહેતાં વળગે;
લીલે કેળે રંગ ન લાગે, બાપુ તે નહીં અટકે.

ઉત્તર: હોઠ.

પ્રશ્ન: નારી એક અદ્ધર હતી, ખૂલ્લે પેટે લાંબી સુતી;
પેટે પીયે ને મુખે ઓકે, પાછળ ઉંચી આગળ ઝોકે.

ઉત્તર: પરનાળ.

પ્રશ્ન: વાંકોચૂકો બાવળિયો, ઉપર બેઠો વોરો;
કાળાં માણુસ પીલી નાખે, તોય ન મુકે ચોરો.

ઉત્તર: ઘાણી.

પ્રશ્ન : લાકડાંનો કૂકડો, લોઢાંની ચાંચ;
આખો દિ' ચલાવીએ, તો ઇડાં મૂકે પાંચ.

ઉત્તર : રેંટિઓ.

પ્રશ્ન : કાકા રે ! મેં કૌતુક દીઠું, સૂકે લાકડે પંખી બેઠું;
ચાંચ છે પણ ચરે નહીં, એ જનાવર મરે નહીં.

ઉત્તર : દાતરડું.

પ્રશ્ન : નહીં વાંસલો નહીં વીંધણું, કારીગર નહિં સુતાર;
ઉંધે માથે ગઢ ચણે, પંડિત કરો વિચાર.

ઉત્તર : સુગરીનો માળો.

પ્રશ્ન : નહીં પત્થર નહીં ઇંટડી, નહીં ચૂનો નહીં ગાર;
મેડીવાળું ઘર ચણે, પંડિત કરો વિચાર.

ઉત્તર : સુગરીનો માળો.

પ્રશ્ન : ચાર ભાઇ ઉભા ને ચાર ભાઇ બેઠા;
એકેક કાના અંગમાં બબ્બે પેઠા.

ઉત્તર : ખાટલો અથવા માંચી.

પ્રશ્ન : મારા નાથની એવી કળા, ઝાડ ઉપર પણ લાડુ ઘડ્યા;
લીલાના પીળા થઇ જાય, ઘોળી ઘોળી સર્વે ખાય.

ઉત્તર : કેરી.

પ્રશ્ન : વડ જેવાં પાંદડાં, શેરડી જેવા સોટા;
મોગરા જેવાં ફુલ અને આંબા જેવા ગોટા.

ઉત્તર : આકડો.

પ્રશ્ન: કાળો ઘોડો કાબરો, નગરી જોતો જાય;
લાખો રૂપિયા આપતાં, એનું મૂલ ન થાય.
ઉત્તર: આંખો.
પ્રશ્ન: ધમણ તથા એરણ ગમી, લોઢું ઘડતો લુહાર;
વેંત જેટલો છોકરો, ભાલાં સોત સવાર.
ઉત્તર: કાચ.
પ્રશ્ન: ધોળી ગાય, તેલે ન્હાય; રાત પડે ત્યાં હનુમાન થાય.
ઉત્તર: દીવેટ.
પ્રશ્ન: ધોળું ખેતર કાળાં બી; ઓરતો જાય ને–
ઉત્તર: કાગળ લખવો તે. –[ બબડતો જાય.
પ્રશ્ન: ઉંચે કયારે માળો રોપ્યો લાગી ઝૂડા ઝૂડ;
પહેલી બેસે કાકડી, ને પછી બેસે ફૂલ.
ઉત્તર: દીવો.
પ્રશ્ન: તીખું તીખું તનમનિયું, કેળાં જેવાં પાન;
આ વરત વર્તે તેને, માનું બુદ્ધિમાન.
ઉત્તર: મૂળો.
પ્રશ્ન: પડી પડી પણ ભાંગી નહીં, કટકા થયા દો ચાર;
સવાર પડતાં નાસી ગઇ, પંડિત કરો વિચાર.
ઉત્તર; રાત.
પ્રશ્ન: ઇંડું હતું ત્યારે બોલતું, બચ્ચું બોલે નહીં;
ત્રણ જુગ તો વહી ગયાં, પણ મૂરખ જાણે નહીં.
ઉત્તર: નાળિયેર.|
પ્રશ્ન: કાળુડી રે કાળુડી, કાળા વનમાં રહેતી;
બહાદુરોની પાસે રહીને, સૌ ને–
ઉત્તર: તલ્વાર. –[ જવાબ દેતી.

પ્રશ્ન: મથાળાંની ગરાસણી, ચપટે રાણે ઝાલી;
દંતાળાને પાદર જઈ ને, નખે જુઓને મારી;
ઉત્તર: જૂ.

પ્રશ્ન: છ પગાળો ચિતરો, ચોટે ચાલ્યો જાય;
ગુરૂ પૂછે, ચેલા ને એ કયું જનાવર જાય?
ઉત્તર: વીંછી.

પ્રશ્ન: ગાય વિયાંણી ગોંદરે, વાછરડું વાડા માંય;
કંદા નારી ઝૂલે પારણે, એનાં છોરૂ લશ્કર માંય.
ઉત્તર: બંદુક.

પ્રશ્ન: સો આંબા સો આંબલી, બસેં બીજાં ઝાડ;
ફૂલ વિના ફળ નિપજે, પંડિત કરો વિચાર.
ઉત્તર: પિપર.

પ્રશ્ન: સો આંબા સો આંબલી, બસેં બીજાં ઝાડ;
ફૂલ વિના ફળ નિપજે, પંડિત કરો વિચાર.
ઉત્તર: કેળાં.

પ્રશ્ન: અહીંતહીં કયાંહીં નહીં, રાજા ને દરબાર નહીં;
ફળ ઉપર નહીં ફોતરૂં, એ ફળ સૌ કો ખાય.
ઉત્તર: કરા.

પ્રશ્ન: પશુ નહીં પણ ચાર પગ, એક વાંસો બે શિશ;
બાળક તેના પેટમાં, એ શી ચીજ તે કહીશ?
ઉત્તર: ઘોડિયું.

પ્રશ્ન: જે મધ્યે ગંગા વસે, જટા ધરે છે શિશ;
ત્રણ આંખો પણ તે નહીં, શંકર દેવ કહીશ?
ઉત્તર: નાળિયેર.
પ્રશ્ન: માથું નાહીં, નહીં હાડકું, છે પંજા વિણ હાથ;
પુરુષો સાથે પરવરે, અંગે બીડી બાથ.
ઉત્તર: અંગરખું.
પ્રશ્ન: નરથી નારી નીપજે, ખાતાં ખાતાં ગાય;
અરધું અંગ ફરે ફૂદડી, એનું એઠું સૌ ખાય.
ઉત્તર: ઘંટી.
પ્રશ્ન: શિયાળે કાળો અને પીળો ઉનાળા માંય;
ચોમાસે લીલો બને, એ જીવન મળે અહાંય.
ઉત્તર: દેડકો.
પ્રશ્ન: કાકા રે મેં કૌતુક દીઠું, પૂર પાણીમાં રમતું દીઠું;
પાણી છે પણ પીતું નથી, એ જનાવર મરતું નથી.
ઉત્તર: વહાણ.
પ્રશ્ન: ચાર ભાઇ મીઠા સક્કર, બે ભાઇ સૂક્કા લક્કડ;
એક ભાઇ મંખિયા મારે, એનો–
ઉત્તર: ભેંસ. –[ ખપ છે આજ મારે.
પ્રશ્ન: મુઠ્ઠી જેટલો માટીડો, સૂપડા સરખી દાઢી;
શાણા તમે સમજી લેજો, એ કામ આવે છે દાડી.
ઉત્તર: સાવરણી.
પ્રશ્ન: પાંચ વેંતનું પૂતળું, મુખે લોઢા દાંત;
નારી સાથે નિત્યે લડે, તે કહો બુદ્ધિવંત.
ઉત્તર: સાંબેલું.

# વ્યવહારિક ગીતો

: : ૫૦ : :

[આ ગીતો મુખ્યત્વે બાલકોને વ્યાવહારિક જ્ઞાન આપનારા છે.]

## કમાડે કડું નહીં.



કમાડે કડું નહીં, રે મનોરા!
ઘરમાં ઘરડું નહીં, રે મનોરા!
કમાડે સાંકળ નહી, રે મનોરા!
માંચીમાં માંકડ નહીં, રે મનોરા!
શાકમાં પાક જ નહીં, રે મનોરા!
વીરાનો વાંક જ નહીં, રે મનોરા!
વીરા વિના જાનજ નહીં, રે મનોરા!
ગુણ વિના જ્ઞાનજ નહીં, રે મનોરા!
ભણ્યા વિના ભાનજ નહીં, રે મનોરા!
કમાડે તાળું નહીં, રે મનોરા!
ભાઇ વિના વહાલું નહીં, રે મનોરા!



# ચણ્યો આપ

: : ૫૧ : :

[લાકડાનું મોટું ઠામચું, તેમાં એક ચણો ભરાઈ જવાથી તે મેળવવાને માટે છોકરીઓ કહેતી હોય એવા ભાવવાળું આ બાલરમત જેવું ગીત છે.]



ખોડ ! ખોડ ! ચણ્યો આપ !
નહીં આપું.
સુતાર ! સુતાર ! ખોડ ચીર !
નહીં ચીરૂં,
રાજા ! રાજા ! સુતાર દંડ !
નહીં દંડું.

રાણી ! રાણી ! રાજા સાથે રીસા !
નહી રીસાઉં.
ઉંદર ! ઉંદર ! રાણીના કપડાં કરડ !
નહીં કરડું.
મીની ! મીની ! ઉંદર માર !
નહીં મારૂં.
ધોકા ! ધોકા ! કુતરાને માર !
નહીં મારૂં !
આગ ! આગ ! ધોકો બાળ !
નહીં બાળું !
પાણી ! પાણી ! આગ ઓલવ !
નહીં ઓલવું.
હાથી ! હાથી ! પાણી પી !
નહીં પીઉં.
મચ્છર ! મચ્છર ! હાથીના કાનમાં પેસ !
આ પેઠો !!
હાથી કહે, મારા કાનમાં કોઇ પેસશો નહીં,
હું પાણી પીશ.
પાણી કહે, મને કોઇ પીશો નહી,
હું આગ ઓલવીશ.

આગ કહે, મને કોઇ ઓલવશો માં,
હું ધોકો બાળીશ.
ધોકો કહે મને કોઇ બોલાવશો માં,
હું કુતરાને મારીશ.
કુતરો કહે મને કોઇ મારશો માં,
હું બીલ્લી મારીશ.
બીલ્લી કહે મને કોઇ મારશો માં,
હું ઉંદરને મારીશ.
ઉંદર કહે મને કોઇ મારશો માં,
હું રાણીનાં કપડાં કરડીશ.
રાણી કહે મારાં કપડાં કોઇ કરડશો માં.
હું રાજા સાથે રીસાઇશ.
રાજા કહે કોઇ મારી સાથે રીસાશો માં,
હું સુતારને દંડીશ.
સુતાર કહે મને કોઇ દંડશો માં,
હું ખોડ ફોડીશ.
ખોડ કહે મને કોઇ ફોડશો માં.
હું ચણ્યો આપીશ.
—પછી ચણ્યો લઇને સર્વે છોકરીઓ
ખા....ઇ ગઇ !

: : ૫૨ : :

# તમે એકવાર ઘોઘે જાજો રાજ !

[ આ ગીતમાં જુદાં જુદાં ગામોની જાણીતી ચીજોનું જ્ઞાન બાલકોને અપાય છે. ]




કપુરિયો પાણો,
હીંગળો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.
તમે એકવાર ઘોઘે
જાજો ! રાજ !

દાડમ લૂમે ઝૂમે છે.
ઘો ઘા ના ઘોડલા
લાવજો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.
તમે એકવાર ચિત્તળ
જાજો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.
ચિત્તળની ચુંદડી લાવજો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.
લાવો તો બે જોડ લાવજો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.

તમે એકવાર પાટણ જાજો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.
પાટણનાં પટોળાં લાવજો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.
લાવો તો બે જોડ લાવજો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.
તમે એકવાર સુરત જાજો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.
સુરતના ચાંલ્લા લાવજો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.
લાવો તો ઝાઝા લાવજો રાજ !
દાડમ લૂમે ઝૂમે છે.



: : ૫૩ : :

# તમે એકવાર વહાણે ચડજો વીર !

[ આ ગીત પણ આ પહેલાનાં ગીત જેવું જ છે અને આમાં ગુજરાત કાઠિયાવાડનાં મુખ્ય શહેરો અને તેમાં વખણાતી ઉપયોગી ચીજોનાં નામ આવે છે. ]

તમે એકવાર વહાણે ચડજો વીર !
જુક્તે ગુજરાત જોવાને.
વહાણેથી વહેલેરા વળજો વીર !
જુક્તે ગુજરાત જોવાને
તમે એકવાર પાટણ જાજો વીર !
જુક્તે ગુજરાત જોવાને.
પાટણના પટોળા લાવજો વીર !
જુક્તે ગુજરાત જોવાને.
તમે એકવાર સૂરત જાજો વીર !
જુક્તે ગુજરાત જોવાને.
સૂરતના ચાંલ્લા લાવજો વીર !
જુક્તે ગુજરાત જોવાને.
તમે એકવાર સોરઠ જાજો વીર !
જુક્તે ગુજરાત જોવાને.

ત્યાંથી અણુવટ વીંછીયા § લાવજે વીર !
જુકતે ગુજરાત જોવાને.

ચાંપાનેર એકવાર જાજે વીર !
જુકતે ગુજરાત જોવાને.

ચાંપાનેરથી ચીર લાવજે વીર !
જુકતે ગુજરાત જોવાને.

અમદાવાદ એકવાર જાજે વીર !
જુકતે ગુજરાત જોવાને.

અમદાવાદથી અંકોટી લાવજે વીર,
જુકતે ગુજરાત જોવાને.

ઝાલાવાડ એકવાર જાજે વીર !
જુકતે ગુજરાત જોવાને.

ઝાલાવાડથી ઝૂમણાં લાવજે વીર !
જુકતે ગુજરાત જોવાને.

કાઠિયાવાડમાં એકવાર જાજે વીર !
જુકતે ગુજરાત જોવાને.

કાઠિયાવાડમાંથી કાંબીઆં લાવજે વીર!
જુકતે ગુજરાત જોવાને.

---

§ કાનમાં પહેરવાનાં

ઝાંઝરકે એકવાર જાજો વીર !
જુકતે ગુજરાત જોવાને.
ઝાંઝરકે ઝરમર § લાવજો વીર !
જુકતે ગુજરાત જોવાને.
તમે એકવાર ચીતળ જાજો વીર !
જુકતે ગુજરાત જોવાને.
ચીતળથી ચુડલા લાવજો વીર !
જુકતે ગુજરાત જોવાને.
આવો તો વહેલેરા આવજો વીર !
જુકતે ગુજરાત જોવાને.
બ્હેની સારૂં કાંઇ લાવજો વીર !
જુકતે ગુજરાત જોવાને.

§ એક જાતનું સ્ત્રીનું સોનાનું આભૂષણ.



# દિવાળીનાં ગીતો

: : ૫૪ : :

## આજ દિવાળી કાલ દિવાળી




આજ દિવાળી, કાલ દિવાળી;
સુંદર જમીએ સેવ સુંવાળી.
મેઘ મેઘ રાજા! મેઘ મેઘ રાજા!

દ્વારે દ્વારે ભપકો ભારે;
રંગે રમીએ સાંજ સવારે.
મેઘ મેઘ રાજા! મેઘ મેઘ રાજા!!

મેડી મંદિર શોભે સુંદર;
દીપક માળા, આવાસ અંદર;
મેઘ મેઘ રાજા! મેઘ મેઘ રાજા!!

ગગન ગંભીર, ચળકે ચંદર;
વિભુતિવાળા મનહર મંદિર.
મેઘ મેઘ રાજા! મેઘ મેઘ રાજા!!

પાપડ, પોળી, ઘીમાં ઝબોળી;
જુગતે જમીએ, ચૂરમું ચોળી.
મેઘ મેઘ રાજા! મેઘ મેઘ રાજા!!

સૂખીઆ સર્વે, પવિત્ર પર્વે;
રંગે રમીએ, ગુણના ગર્વે.
મેઘ મેઘ રાજા! મેઘ મેઘ રાજા!!

જમુના જલમાં, શાંત સલિલમાં;
નેહે નહાઇએ સુંદર સ્થળમાં.
મેઘ મેઘ રાજા! મેઘ મેઘ રાજા!!

પહેરી પિતાંબર, અને સુઅંબર;
ઓઢી અંગે રમીએ રસભર.
મેઘ મેઘ રાજા! મેઘ મેઘ રાજા!!

દિપે દિવાળી, વિભૂતિવાળી;
રૂડા રંગે, ઝાક ઝમાળી.
મેઘ મેઘ રાજા! મેઘ મેઘ રાજા!!

:: ૫૫ ::

# સબરસ



અમાસની રાત્રિ,
પડવે વહાણું;

સપરમે દહાડે,
સબરસ! સબરસ!

રમણિક રાત્રિ,
વિજયી વહાણું;

દિપોત્સવી દહાડે,
સબરસ! સબરસ!

વીરભૂમિ માંહીં, વિજયી શ્રી વિક્રમ;
ભારતનું ભૂષણ, સબરસ! સબરસ!
સોનેરી શાહી, કંચનની કલમે;
લેખો લખાણાં, સબરસ! સબરસ!!
કવિતા કથાઇ, કવિઓની કલમે;
ગીતો ગવાણાં, સબરસ! સબરસ!!
વિજયી શ્રી વિક્રમ જયંતી જયંતી;
સુખાકારી સંવત, સબરસ! સબરસ!!

સિંદુરી શોભે, ગગને ગલીઓ;
બુલ બુલ બોલે, સબરસ! સબરસ!!
લીલાથી શોભે, બહુધા બગીચો;
કોયલ કલ્લોલે, સબરસ! સબરસ!!
મેના મયૂરો, નટ પેરે નાચે;
ડોલરની ડાળે, સબરસ! સબરસ!!
વાજિંત્ર વાગે, મંદિર–મહેલે
ગીતો ગવાતાં, સબરસ, સબરસ!
મંદિરે મંદિરે, વાજિંત્ર વાજે
વિપ્રો વદે છે, સબરસ! સબરસ!
શુભ આ શકુનો, શુભ આજ સંવત;
વિક્રમનું નવું વર્ષ, સબરસ! સબરસ!



## જાણીતા બાલ સાહિત્યકાર
## શ્રી. નાગરદાસ ઈ. પટેલ
# 'મામાનું ઘર કેટલે?'
## માટે શું કહે છે!

'મામાનું ઘર' એ દરેક બાળકનું માનીતું હોય છે કારણ કે જે છૂટ, જે આનંદ ને જે સ્વતંત્રતા એને ત્યાં મળે છે તે બીજે કોઈ ઠેકાણે મળતાં નથી. એનાં મીઠાં મીઠાં સ્મરણો જીંદગીભર એને યાદ રહી જાય એવાં હોય છે.

એ જ રીતે 'મામાનું ઘર કેટલે?' માં આપેલાં સુંદર ગીતો, હાલરડાં, વ્રતો, ઉખાણાઓ વગેરે બાળકો અને સ્ત્રીઓનાં એટલાં બધાં માનીતા છે કે તેઓ એને જોતાં વેંત વ્હાલથી વધાવી લે છે અને હોંસે હોંસે એને કંઠાગ્ર કરી લે છે.

આ બધી સામગ્રી સુંદર ચિત્રો સાથે સરસ રીતે રજૂ કરીને એના સંપાદક અને પ્રકાશકો બાલજગત અને સ્ત્રીસમાજના અનેક આશિર્વાદને પાત્ર થયા છે. ગુજરાત એમનું આ પ્રકાશન જરૂર વધાવી લેશે.

**નાગરદાસ ઈ. પટેલ**

